# જવનિકા

એકાંકી-સંગ્રહ





લેખક
જયન્તિ દલાલ



ગતિ પ્રકાશન નવમું

ગતિ ગ્રંથમાળા

પુસ્તક ૨૯

પ્રકાશક :—
જયન્તિ દલાલ
'ગતિ અને રેખા'
ડીપફરા એંડ બિલ્ડીંગ
અમદાવાદ.

# ગતિ ગ્રંથમાળા

વર્ષ ૨ જું

છૂટક કિંમત
૦-૧૨-૦
(માર્ગવ્યય અલગ)

ફાળે કિંમત
૦-૮-૦
(માર્ગવ્યય સહિત)

પુસ્તક ૩ જું

૧૫ મી જાન્યુ. ૧૯૪૨



મુદ્રક :—
ભુધરભાઇ હુકાભાઇ બ્રહ્મભટ્ટ
ધી નવયુગ મુદ્રણાલય, રાયપુર,
નાગોરીવાડ, જીવાભાઈની ખડકી,
અમદાવાદ.

'જવનિકા' ગતિ ગ્રંથમાળાના બીજા વર્ષના ત્રીજા પુસ્તક તરીકે પ્રગટ થાય છે. આ વર્ષનું છેલ્લું પુસ્તક 'જીવો દાંડ' શ્રી પન્નાલાલ પટેલનો અભિનવ વાર્તાસંગ્રહ, તા. ૧૫મી એપ્રિલના રોજ પ્રગટ થતાં, આ વર્ષ પૂરું થશે.

'ગતિ' કે એની સહ પ્રવૃત્તિ 'રેખા' વિષે અમારે કશું કહેવાનું નથી. એ ગૂજરાતનાં છે. એમને અદકાં કરી અપનાવવાં કે કાળસાગરમાં વહેતા મૂકી દેવા એ ગૂજરાતની મુન્સફીની વાત છે.

આવતે વર્ષે 'ગતિ' માં આવવાનાં પુસ્તકો વિષે અત્યારે અમે ગોઠવણ કરી રહ્યા છીએ. નીચેના લેખકોના પુસ્તકમાંથી ચૂંટણી કરવાની રહે છે. 'ગતિ' ને માટે સ્વીકારેલા ધોરણથી ય ત્રીજા વર્ષનાં પુસ્તકો આગળ જશે એ તો લેખકોની નામાવલિ જોવાથી જ પ્રતીતિ થશે. આ વિષેની ચોખ્ખી અને આખરી જાહેરાત અમે 'જીવાદાંડ' વખતે કરી શકીશું. દરમિયાન ગ્રાહક અને વાચક બિરાદરોને પોતાના સૂચનો મોકલવા અમારી નમ્ર વિનંતી છે.

| | |
|---|---|
| શ્રી બકુલેશ | વાર્તાસંગ્રહ |
| શ્રી શ્રીકાન્ત દલાલ | નવલકથા |
| શ્રી જિતુભાઇ મહેતા | વાર્તાસંગ્રહ |
| શ્રી પન્નાલાલ પટેલ | નવલકથા |
| શ્રી જયન્તિ દલાલ | રેખાચિત્રો |
| શ્રી નિરુ દેસાઈ | નવલકથા |

ત્રીજા વર્ષમાં પૃષ્ઠ સંખ્યા અને પુસ્તક સંખ્યા બીજા વર્ષ જેવાં જ રહેશે. લવાજમમાં કે બીજા નિયમોમાં પણ કશો ફેરફાર થવાનો નથી.

ગતિ અને રેખા




'જવનિકા'માં પ્રગટ થયેલા સર્વ નાટકોના સર્વ પ્રકારના
હક્ક કર્તાને સ્વાધીન છે. કર્તાની પરવાનગી સિવાય
એનો કોઇપણ રીતે ઉપયોગ ન કરવો.

જવનિકા વાગોળતો બેઠો હતો.

સ્વ૦ બાપુને જે પાનાં એમણે પરહેજ ક્યારે ફાડી નાખ્યાં હોત, એ મુગ્ધભાવે અર્પણ કરી, બાપુના ઋણમાંથી ટપુકનો ભાર ઓછો કરવાની મથુરી મનમાં હતી.

ત્યાં તો એક ટટક ઊતરી આવ્યું. પચીસ વર્ષને ગાળે પણ એમને હું તરત જ પારખી શક્યો. એ જ મારા જૂના, પ્રથમ અને પરમ સુહૃદો: પૂંઠાના કટકા, ટીનના ડબ્બાનું ઢાંકણું, દીવાસળી અને સિગારેટના ખોખાં, દોરાનાં ખાલી નાનાં મોટાં રીલ.

'કેમ' લ્યા તું લખતો થયો તે અમને ભૂલી ગયો?'

'ના ના.'

'યાદ છે? હું ત્હારી સીનેરી બનતો?' પૂંઠાના ટૂકડાએ ઉચ્ચાર્યું.

'અને હું ત્હારૂં ફોકસ! ત્હારા માટે કેટલો તડકો વેઠ્યો છે?' લિપ્ટનની ચાહના ડબ્બાના ઢાંકણાએ પીઠ પંપાળતાં કહ્યું.

'અને અમે તો ત્હારા સીનના થાંભલા' દોરાનાં રીલ બોલ્યાં.

'અને ભાઈ સાં'બ મોટા થયા તે આજે ક્યાંથી યાદ આવે? કેવા વાં'ણાના પહોરમાં અમને થીએટરમાં શોધવા નીકળતા?' દીવાસળીનાં અને 'કેંચી'નાં ખોખાં બોલ્યાં.

મનમાં હું શરમાયો. ખરે જ, એકવાર તો એમને ભૂલી જ ગયો હતોને! પણ નાટકનો પાશ હતો એટલે જાતને મ્હેં વરતાવા ન દીધી.

'ના ના ત્હમને ભૂલું?'

'ત્યારે આ ત્હારૂં થોથું અમને આપી દે.'

'ગાંડા છો? એ તો ભાઇને આપવાનું છે,' મ્હેં કીધું.

'ભાઇને? આવું? શું સ્હમજે છે તું ત્હારા મનમાં? એ નથી એટલે એમની મશ્કરી કરે છે?'

'હોત ને કહ્યું હોત તો જાણત ત્હારી બહાદૂરી.' મ્હારું ફોકસ બોલ્યું.

'જો ડાહ્યો થા અને ભાઈનું અપમાન ન કર.' 'કેંચી'એ ચૂં ચૂં કર્યું.

'બહુ હોંશિયાર થઈ ગયો છે તે જાણ્યું.'

હું અકળાઇ ઊઠ્યો. વફાદાર દોસ્તોએ દોસ્તદાવે ઘણા ભેગી એક વધુ નાદાનીમાંથી ઉગાર્યો.

'આ! ભાઇને? શું માની બેઠો'તો હું આ પતાકડાંને?'

અને એ ડંખ હજુ ય ઓસર્યો નથી.

# અંજન

* મગનલાલ * ડૉ. ડેવિડ * રમા * બેબી * કુ. કરુણા

બહાર સૂરજ ભલે જળં જળં કરતો હોય, શ્રી મગનલાલ મહેતાના ઘરની તો એણે ક્યારની ય રજા લઈ લીધી લાગે છે. રાજમાર્ગને ખૂણે આવેલી પોળ, પોળને ખૂણે ખડકી અને ખડકીની ભીડામણમાં આવેલું, સ્થાપત્યના અનેરા નમૂના શું મગનલાલનું ઘર: કેવળ આટલું જ અનુભવીઓને અંધારાનો ખ્યાલ આપવા પૂરતું છે.

પણ સૂરજના તાપની કે એના અંધાર ઉજાળતા પ્રકાશની આજે આપણને ક્યાં પડી છે? મગનલાલભાઇને ત્યાંય વીજળીના ઝમારા મારતા દીવા છે. બેસવાના ઓરડામાં યુગયુગના વિશિષ્ટ પ્રતિનિધિ જેવું રાચરચિલાનું એક એક નંગ સાંકડે મોકળે ગોઠવાયું છે. ખૂણે ચેસ્ટરફીલ્ડ સોફા. વચમાં બારણાની જગા છોડી બેઠેલી, બેસવા અને સૂવા બન્નેના ઉપયોગમાં આવે એવી ગાદી, થોડે દૂર લજામણી કન્યાશી સોડ સંકોરતી ઓકની ખુરશી, વળી થોડે છેટે સિંગાપુરની નેતરની ઊભડક ખુરશી, વચલા ગાળામાં મુરાદાબાદી ફૂલદાનીથી માંડીને જપાનીસ ચક: વિવિધ સંસ્કૃતિઓનું આવું સમીકરણ એકજ ઠેકાણે સાંપડવું મૂશ્કેલ છે, પ્રદર્શનમાંય નહીં. મગનલાલ ઝુલતી ખુરશીએ ઝુલે છે. ડૉ. ડેવિડ એક હાથે નાનકડી અણિયાળી દાઢી સમારે છે, બીજા હાથે સિંગાપુરી નેતરની કુમાશ તપાસે છે.

મગનલાલ—ડૉકટર સાહેબ, મેં તો ઘણુંય કહ્યું. પણ આપણું સાંભળે કોણ?

ડૉકટર—શું ભલા આદમી, સાંભળે કોણ?

મગનલાલ—સાચું કહું છું સાહેબ. અને એ તો અહીં રહેવા પણ તૈયાર હતી, પણ ડોશીની જક તે...

ડૉકટર—ડોશી ! કોણ તમારાં Mother-in-Law ?

મગનલાલ—નાજી, એમને ગૂજરે તો વર્ષો થયાં. આ તો તેમનાં બ્હેન.

ડૉકટર—તે તમારા ઘરની બાબતમાં એમને શું લાગે વળગે ?

મગનલાલ—સાહેબ તમે જાણતા નથી. એ એને ત્યાં ઉછરેલી—ઉછરેલાં.

ડૉકટર—પણ અણુઘડ માણસોને હાથે...

મગનલાલ—જાણું છું સાહેબ. જાનનું જોખમ થાય. મેં પણ એ જ કહ્યું. કહ્યું કે અહીં શહેરની ઇસ્પીતાલમાં ઘર કરતાંય વધારે સગવડ છે. કશીએ જાતની ઉપાધિ કરવાની જ નહીં. પણ એમનો તો બસ નન્નો. અને વડિલના મોં આગળ બોલાય પણ શું ?

ડૉકટર—[ પગ પછાડી ] તમે હિન્દુઓ આ વડિલપૂજામાં મરવાના. માણસના જીવનો સવાલ હોય તોય વડિલપૂજા વચ્ચે નડે.

મગનલાલ—વડિલ ઉપરાન્ત, એમને મારાથી નારાજ ન જ કરી શકાય. એમના તો મારા ઉપકાર છે.

ડૉકટર—તે ગમે તેમ હોય, પણ અણસમજુ, અણઘડ અને વહેમી બાઇને હાથે કારભાર થવામાં રમાબાઇની જીંદગીને જોખમ હતું. કાંઇ ભાગ્ય પાધરાં તે બચી ગયાં.

મગનલાલ—નસીબ સાહેબ. નહીં તો...પણ સાહેબ તમે નહીં માનો, મેં કેટકેટલુ કહ્યું ? કહ્યું કે અમારા ડૉકટર......

ડૉકટર—મગનલાલ હવે એ બધી વાત ઉકેલ્યે શું ફાયદો ?

મગનલાલ—હાસ્તો. જેવી હરિની મરજી.

ડૉકટર—જુઓ. દીકરીની બહુ જ સંભાળ લેવી પડશે.

મગનલાલ—એમાં તે કહેવાનું હોય સાહેબ !

ડૉકટર—અને બાઇને પણ સાચવવાનાં છે.

મગનલાલ—[ નીચી મુંડીએ ] જી.

ડૉક્ટર—[ અચાનક જ ] મગનલાલ તમે પહેલાં પરણેલા ?

મગનલાલ—[ખમચાઈ] હા જી. પણ એ તો બહુ વર્ષ પહેલાં.. આજ... બાવીસ વર્ષ થયાં.

ડૉક્ટર—[રસપૂર્વક] પછી ?

મગનલાલ—સુવારોગમાં ગૂજરી ગઈ.

ડૉક્ટર—કાંઈ સંતતી ?

મગનલાલ—દીકરી હતી. પણ તે તો મા પહેલાં પહોંચી ગઈ.

ડૉક્ટર—[ મૂઠી વાળી હવામાં વીંઝતાં ] ઠીક, પણ જુવો. મેં કહ્યું તે ધ્યાનમાં રાખજો. હું નર્સને મોકલી આપું છું. તેને એ માસ તો રાખવી પડશે.

મગનલાલ—જી. પણ સાહેબ.....

ડૉક્ટર—[સમજી લેતાં] એનો કશો વાંધો નથી. મારા વિશ્વાસનું માણસ છે. દેશી ખ્રિસ્તીઓમાં તો ખોળતાં પણ ના મળે.

મગનલાલ—બસ ત્યારે, તમારી ખાત્રીવાળું માણસ હોય પછી શું ? [ ડૉક્ટર ઊઠે છે. ]

મગનલાલ—[વળાવવા જતાં ] ત્યારે પધારજો.

ડૉક્ટર જાય છે..

અંદરથી રમા આવે છે. બન્ને હાથ પર પીંછાની બાસ્તા જેવી નાનકડી ગાદી પર મહિના માસનું બાળક છે,

રમા—[ લાડમાં ] શું કે'તો'તો એ દાક્તર ?

મગનલાલ—[ખૂશનુમા અવાજે] અહો, તમે તરત જ જવાબ લેવા આવી ગયાં ?

રમા—[ સોફા પર બાળકને મૂકી નાનકડી સીટી વગાડી ], જો જો હવે સતા ન થતા. મેં બધું સાંભળ્યું છે.

મગનલાલ—તે...તે...

રમા—કહો ને હવે શોથવાઓ છો શું કામ? ગામડાનાં લોક, અને વહેમી અને અણઘડ, અને પેલું શું? હા, જાનનું જોખમ. બોલોને.

મગનલાલ—[સ્વસ્થ થવાના પ્રયત્ને] હા. હા.

રમા—હા. હા. બોલતાં લજાતા પણ નથી?

મગનલાલ—તે એમાં ખોટું પણ શું છે? જો અહીંજ સુવાવડ થઇ હોત તો કેટલો ફેર પડત?

રમા—પડ્યો હવે ફેર! પાસે કોઇ બાઇ માણસ મળે નહીં. મને ખબર છે ને પેલી બિચારી કાન્તાને કેટલું વીત્યું તે! અને પેલા દાકતરો! મારા બાપ, જમદૂત જેવા; આઘા ખસે જ નહિ.

મગનલાલ—ગાંડી રે ગાંડી, તે તારી અને કાન્તાની સરખામણી કરવાની હોય! ક્યાં એ અને ક્યાં તું?

રમા—કેમ, એમાં શો ફેર પડવાનો હતો?

મગનલાલ—અરે આપણી લાગવગ ક્યાં અને એ બિચારી ક્યાં? ખબર છે આજ પચીસ વરસ મ્યુનિસિપાલિટીમાં નોકરી કરતે થવાં આવ્યાં. તે વખતે તો ખાલી સુધરાઇ હતી.

રમા—તે નોકરી થઈ તેમાં શું? પેલો સોમો કહેતો'તો કે તે ચાલીસ સાલથી નોકરી કરે છે!

મગનલાલ—[ખોટું લાગ્યાનો ડોળ કરતાં] એ તો ઠીક.

રમા—અને એમાં માશીને કેટલું ખોટું લાગત?

મગનલાલ—પણ તમને ખબર છે? આટલાં વહેલાં તમે પાછાં ન આવ્યાં હોત અને બિનકાળજી રાખી હોત તો...

રમા—તો? [બિનપરવાઇથી] મરી જાત. [નિર્દોષતાથી મગનલાલની આંખોમાં જુએ છે.]

મગનલાલ—[કંપતાં] એવું બોલાતું હશે? [વાત બદલવા] બેબી ઊંઘી ગઇ?

રમા—અત્યાર લગી હેરાન કરીને હવે જંપી.

મગનલાલ—[સોફા પાસે જઈ] બરાબર તમારા જેવી છે હોં.

રમા—[નૈસર્ગિક લજ્જાના શેરડા એના ગાલે પથરાય છે] ખાલી એક આંખો......

મગનલાલ—ખાસ કશું નહિ, એ તો મટી જશે. બહુ બહુ તો ચશ્મા.

રમા—ના, બા, મારે એવી મડમડી નથી બનાવવી.

મગનલાલ—તે ચશ્મા પહેરે મડમડી થવાતું હશે ?

રમા—નહીં ત્યારે ?

મગનલાલ—[પોતે ખૂબ ખૂશ થયા છે એમ બતાવવા ખાતર લૂખ્ખું પહોળું હાસ્ય રેલાવતાં] હા. હા. હા.

રમા—એમ કહ્યું ત્યારે જ મને તો ડૉક્ટર પર ચીઢ ચઢેલી.

મગનલાલ—એવો ક્રોધ હોય ? પણ એમણે કહ્યું છે તે ખાસ ધ્યાન રાખવાનું છે હોં. [ટેબલ પરની ન્હાની શીશી બતાવતાં] આ અંજન આંજવાનું છે.

રમા—આંજીશું તે.

મગનલાલ—પણ રમા, બેબીનું નામ શું પાડીશું ?

રમા—તે એની ફેઈને ફિકર, આપણે શું !

મગનલાલ—દીકરી તો આપણી છે ને ?

રમા—આવું શું બોલતા હશો ?

મગનલાલ—અલબત્ત. એવી જૂનવાણી તો તોડવી જ જોઈએ.

રમા—[લાડકી થતાં] જો પીસ્તાલીશ વર્ષની ચીજ જૂનવાણી અસ્માતી હોય......

મગનલાલ—[પૂરૂં કરતાં] તો તો હુંય જાઉં. હા, હા, હા.

રમા પોતાની ફત્તેહ પર મલકાય છે.

મગનલાલ—પણ આ બાબતમાં તો હું તમારા બધા કરતાં વધુ જુવાન છું.

રમા—ત્યારે શું નામ પાડીશું ?

મગનલાલ—તમને શું ગમે છે ?

રમા—[કપાળે બે ત્રણ રેખા પાડી] માદ્રી.

મગનલાલ—ના. ના. એવું નામ જોઇએ જેનું તોછડાઈભર્યું રૂપ જ ન થાય. આ તો જતે દહાડે માંકડી થઈ જાય.

રમા—સારૂં, એવું નથી કહેવાનું. [રીસમાં મોં મરડે છે.]

મગનલાલ—તે હું ક્યાં કહું છું ? આ તો એમ થાય એટલું જ.

રમા—[ફરી પ્રયત્ન કરતાં] ત્યારે લક્ષ્મી...પણ એ તો બધા લખી કહે.

મગનલાલ—[ચમકીને] હૅં !

રમા—[પોતાની ધૂનમાં] એવું કોઇ નામ જ સારૂં જડતું નથી. [મગનલાલ તરફ ફરી] પણ તમે શું ધાર્યું છે ?

મગનલાલ—[કાલા થતાં] કહું ?

રમા—કહો ને વળી, માન શાં માગતા હશો ?

મગનલાલ—સુલોચના.

રમા—આ આંખો પર સુલોચના નામ !.

મગનલાલ—[ડઘાઈ જતાં] એ તો હું ભૂલી જ ગયો. પણ તો ય વાંધો શું છે ? એ તો મટી જશે. અને નામ પ્રમાણે ગુણ હોવા જ જોઇએ એમ કોણે કહ્યું ?

રમા—પણ ત્યારે એવું નામ ન જ પાડ્યું હોય તો ય શું ?

મગનલાલ—પણ પછી નામ શું પાડવું ?

રમા—[કંટાળી] જવા દો. આપણે નામ જ નથી પાડવું.

મગનલાલ—ત્યારે ?

રમા—એમ ને એમ.

મગનલાલ—એમ ને એમ તે રહેવાતું હશે ?

રમા—તે કાંઈ નામ પાડ્યું હોય તો જ જીવાય ?

મગનલાલ—એમ ન થાય.

રમા—કેમ ન થાય? આ બાબતમાં હું વધારે જુવાન છું.

મગનલાલ—[ખૂશખૂશાલ ખીખી કરતાં] અરે વાહ!

રમા—ત્યારે એનું નામ નામ વિનાની.

મગનલાલ—પણ રમા, ઘરમાં તો એક જ નામ વિનાનું હોય.

રમા—[વગર સમજ્યે] ના. આપણા ઘરમાં બે.

મગનલાલ—[ડઘાઇ] અરે રમા...

રમા—(ધ્યાનમાં આવતાં) પણ તમારા જેવા સુધારકને એવા વાંધા શા?

મગનલાલ—હા. એ પણ સાચું.

રમા—માશી તો તમારી સુધારક વૃત્તિની વાતો કરે છે.

મગનલાલ—[ગેલમાં] કરે સ્તો.

રમા—કહેઃ બીજી વાર લગન કરવા માંડ માંડ સમજાવી શકી. [ બારેખમ મોં કરી ] જાણે મારા ઉપર ઉપકાર કર્યો.

મગનલાલ—નહીં ત્યારે?

પળેકની શાન્તિ બાદ.

રમા—બળ્યું. વખતે ક્યાં જાય છે?

મગનલાલ—રમા, વખત નથી જતો એજ મઝાનું છે.

રમા—કેમ વારુ?

મગનલાલ—અઢાર વર્ષની રમાને કાંઇ પળીઆં સાથે કલ્પી શકાય અને આજુ બાજુ. [ હાથથી જુદી જુદી ઊંચાઈ બતાવી મલકાય છે. ]

રમા—[છણકામાં] આમ તે કહેવાતું હશે! [ ઊઠવાનું કરે છે. ]

મગનલાલ—ના, ના, રમા તું અહીં જ. બેસ. હું કપડાં બદલીને આ આવ્યો. જરા રાઉન્ડ પર જઇ આવું.

રમા—અત્યારે?.

મગનલાલ—અરે વાત જ ના પૂછીશ ને! પહેલાં તો ખૂબ સુખ હતું. મુકાદમ બધું કામ કરી રાખે, એટલે આપણે આંટો મારી આવવાનો. હમણાં તો બધો ય ઢસરખોજો આપણે શિરે.

રમા—તે તમારે કરવાનું શું?

મગનલાલ—કેવી ભૂલકણી! આ વોર્ડવાર સફાઇ બરાબર થાય છે કે નહીં તે જોવાનું.

મગનલાલ ગૂલતાન થઈ એક ચુંબન ચોરી, આધેડ ઉંમર અર્પે એટલી ચપળતાથી અંદર જાય છે. રમા આંખ મીંચી સોફા પર બેસી રહે છે.

રમા—[ થોડીવાર બાદ આંખ ખોલી બચ્ચીને જોઈ રહેતાં ] કેવી ઊંઘી ગઇ છે? [પાસે જઇ] ત્યારે તને કયું નામ ગમશે? [વહાલનો ચીમટો દેતાં] ઉષા કહીશું?

કું. કરૂણા દાખલ થાય છે.

કરુણા—મગનભાઇ સાહેબનું ઘર આ જ ને?

રમા—[ નખશિખ જોઇ રહેતાં ] હા, કેમ?

કરુણા—મને ડૉક્ટર સાહેબે મોકલી છે. [ સાથેની હેન્ડબેગ ખુરશી પર મૂકતાં ] બેબી તો મઝાની છે. [ રમામાં આત્મસંતોષ સાથે જ જન્મસિદ્ધ અસૂયા જાગે છે. ]

કરુણા—[ બેબીને હાથમાં લઈ ] બરાબર તમારા જેવી જ છે હં. [ પાછી સુવાડી દે છે. ]

રમા—તમારૂં નામ?

કરુણા—કરુણા.

રમા—કરુણા બહેન, હવે તમે અહીં જ રહેવાના ને?

કરુણા—એ મારાથી કેમ કહેવાય?

રમા—ના, હું કહું છું ને!

કરુણા—વારૂ.

કરુણા—[ શુષ્કતાથી ] ના.

રમા—[ નવાઈભરી નજરે ] એમ કેમ ?

કરુણા—[ નિરાશા સાથે જ વિજય ફરકાવતા હાસ્યે ] હાં.

રમા—ભલું તમારામાં ચાલે છે ! અમારામાં તો સત્તર વટી એટલે છોકરીને પરણવું જ પડે.

કરુણા—પણ ઠામ ઠેકાણું ય જોવાય ખરૂં ને ?

રમા—[ બેદરકારીથી ] જોવાય એ તો.

કરુણા—એ પણ અજબ.

રમા—કરુણા બ્હેન, તમને એ અજબ લાગે ખરૂં. પણ અમારી તો એ સંસ્કૃતિ છે.

કરુણા—એવા આંધળિયામાં સંસ્કૃતિ ?

રમા—હા. વડિલોએ શોધેલો પતિ અમારે મન દેવ છે. પણ આપણે આડી વાતે ચડ્યાં.

કરુણા—હા.

રમા—બેબીને તો તમારે જ રાખવાની છે હોં. મ્હારે તો ઘરકામ જ.

કરુણા—એ તો ડોક્ટરે મને કહ્યું છે. એની ફિકર ના કરતા.

રમા—અને ખાસ તો એની આંખો...

કરુણા—કેમ આંખોએ શું છે ?

રમા—કોણ જાણે. પણ ડોક્ટરે કહ્યું છે અને આ અંજન લગાડવા આપ્યું છે. [ અંજનની શીશી કરુણાને આપે છે. ]

કરુણા—[ શીશી હલાવી જોઈ ગંભીરતાથી ] બાઈ...

રમા—[ ગભરાટમાં ] કેમ ?

કરુણા—તમને પરણે કેટલાં વર્ષ થયાં ?

રમા—દોઢ. આવતા ડીસેમ્બરમાં બે પૂરાં થશે.

કરુણા—[ વિચારમાં ગૂંચવાતી હોય તેમ ] બાઇ...

રમા—શું છે ? તમે આમ અટવાઓ છો કેમ ?

કરુણા—[ પ્રયત્નપૂર્વક શાન્ત થઇ ] કાંઇ નહીં.

રમા—ના, ના, તમે કાંક છૂપાવો છો. કહો કહો મારા સમ, મારી બેબીને......

કરુણા—ઇશ્વરકૃપાએ સૌ સારૂં થશે.

રમા—પણ શું છે તે તો કહો.

કરુણા—ખાસ કશું જ નહીં.

રમા—તમે નહીંજ કહો ? અરેરે, માનું હૃદય તમે કયાંથી સમજો !

કરુણા—બહેન હું પણ સ્ત્રી છું એ વાત ન ભૂલતા.

રમા—ત્યારે તમને સોગંદ છે. મને કહો. [ કરુણા પ્રયત્નપૂર્વક એક ડૂસ્કું દબાવે છે. ]

કરુણા—[ કૃત્રિમ અવાજે ] રમા બહેન, મને માફ કરો.

રમા—[કાયર થઇ] ત્યારે તમે નહીંજ કહો ?

કરુણા—[ અવાજ રૂંધતો ડચુરો ગળામાં ઊતારી જઇ ] ના, હું કહું છું, એટલે જ માફી માગું છું.

રમા—[ધૂંધવાઇ] તે સમજાય તેવું બોલો.

કરુણા—[રમાના મોં પર એક પળ આંખ ઠેરવી પછી નજર નીચી ઢાળે છે.] એ મારો વાંક છે. એ મારો વાંક છે. એ મારો વારસો છે.

રમા—એટલે ?

કરુણા—હજુ ના સમજી ? બહેન શું કહું ? [ મહાયત્ને દાબેલું ડૂસ્કું નીસરી પડે છે. ]

રમા—[એની પીઠે હાથ ફેરવતાં ] આમ શું કરતી હોઇશ ?

કરુણા—બહેન, તું તો દેવી છે. મને માફ કર. મેં તારી જીંદગી ધૂળ કરી.

રમા—લે ગાંડી ન થા.

કરુણા—[સ્વસ્થ થઇ] હું ખ્રિસ્તી થઇ તે પહેલાં અહીં સુધરાઇમાં કામ કરતી.

રમા—હા, પછી ?

કરુણા—સાહેબ અમારા મુકાદમ હતા.

રમા—હા, એજ કહેતા હતા. નોકરી કરતાં તો એમને મળીઆં આવ્યાં.

કરુણા—[નીચું જોઇ] પણ અમારે નસીબે કેવળ નોકરી જ નહતી.

રમા—[મજાકમાં] ત્યારે ?

કરુણા—અમારી નોકરી એટલી આસાનીથી મળતી પણ નહીં; જાળવાતી યે નહીં.

રમા—ત્યારે ? જરા તરા લાંચ દેવી પડતી હશે ? ખરું ને ?

કરુણા—હા, પણ ગરીબ શેની લાંચ દે ?

રમા—[મૂંઝાઇ] એટલે ?

કરુણા—અમે શરીર દેતાં.

રમા—[જડ બનતાં] હેં !

કરુણા—અને એ [બેબી બતાવતાં] એ મારાં આંજેલાં અંજન છે. [ખાલી ટુકડું ઊતારી જઇ] બહેન, દેવી, મને માફ કર.

રમાની આંખને ઉજાસભર્યા ખંડમાં શોધતાં છતાંય કશું જડતું નથી એમ લાગે છે.

કરુણા—[નીચું જ જોઇને] પછી મેં ધર્મ બદલ્યો. પૂર્વ ભવના સંસ્કારે ભણી, અને નર્સ બની.

રમા—[પોતાના તાનમાં] સુલોચના...સુલોચના...[મગનલાલ અંદરથી, બહાર જવાનાં કપડાં પહેરી આવે છે.]

મગનલાલ—રમા......[અચાનક રમાને અવાચક જોઈ રહે છે. પછી પીઠ ફેરવી ઊભેલી કરુણાને જુવે છે.] અહો તમે આવી ગયાં? ડોક્ટરે મોકલ્યાં ?

કરુણા—[સામી ફરી] હા.

મગનલાલ—[બેબાકળો] કોણ લખી? [



શંકર - અંબા
નરહરિ - સ્વામી
રેવા (વિધવા)

# પત્નીવ્રત

* શંકર ભટ્ટ. * અંબા. * નરહરિ. * રેવા.

અંબા—નરુ, હવે તો અમે કહી કહીને થાક્યા બાપ.

નરહરિ—પણ બા, તું જરા વિચાર તો કર.

રેવા—શો વિચાર કરવો'તો એમાં ?

નરહરિ—મોટી, એમ બને જ કેમ?

રેવા—પણ એમાં વાંધો શો છે, એ તો કહો.

નરહરિ—મોટી, તું પણ એમ બોલીશ ?

રેવા—ભાઈ, તે બાને આ ઉમ્મરે ન લાગે ?

અંબા- અમને લાગે કે ન લાગે તેની ભાઈને ક્યાં પડી છે? છોકરાંને મોટાં કર્યાં. લાગતું'તું કે રૂડી રૂપાળી વાડી જોઈશું. પણ બહેન, નસીબ આડું પાંદડું. હવે તો દેખવું અને દાઝવું એટલું જ બાકી રહ્યું.

નરહરિ—એમાં આંસુ શું સારતી હોઈશ! ભાવિ કાળ કંઈ આપણો ફેરવ્યો ફરવાનો હતો'?

રેવા—એમ નસીબે હાથ દીધે શું વળે?

નરહરિ—પણ બહેન, નસીબમાં જ ન હોય ને ધમપછાડા મારીએ એ બધાય નકામા.

રેવા—પણ પ્રયત્ન ય કરવો કે નહીં ?

શંકરભટ્ટ—[અંદરથી] રેવા ! બેટા !

રેવા—[જરાક છણકામાં] આ જરાક બહાર આવી એમાં તો...

અંબા—તે બા જરાક આંખે અખમ, તે કાંઈ કામ હશે.

રેવા શંકરભટ્ટને દોરીને બહાર લાવે છે.

શંકર—કોણ બેઠું છે?

નરહરિ—એ તો હું છું, બાપા!

શંકર—નરહરિ તું છે! હરિ! હરિ!

નરહરિ—કેમ, બાપા આજે હરિ હરિ સંભારવા માંડ્યા?

શંકર—બેટા, આ અવસ્થાએ તો હવે એજ સાચું શરણું છે ને? રેવા, રેવા!

રેવા—શું છે તે? આખો દિવસ રેવા રેવા કર્યાં કરો છો તે!

શંકર—તે બાપ આમ છણકાય છે શું?

નરહરિ—મોટી, આમ શું કરે છે?

રેવા—રહેવા દો ભાઈ પાછા શિખામણ દેવા નીસર્યા તે.

અંબા—રાખો કાંક ચડભડી પડશો.

નરહરિ—ચડભડીને શું? મોટી બહેન છે ને!

રેવા—આટલું લાગતું હોય તો બાપાને આ દિવસ જોવાનો આવત?

શંકર—હોય બહેન. એ તો કરમે લખ્યું વેઠેજ છૂટકો. દીનાનાથ દીનદયાળ.

નરહરિ—બાપા હું બેઠે તમે એમ કાં બોલો?

અંબા—એક ખોટનો તું દીકરો...[અવાજમાં કંપ વધે છે]

શંકર—હોય બાપ. પરભવમાં પાપ કરતાં કાંક પાછું વળીને જોયું હોય તો ને?

નરહરિ—બાપા, બા ને બહેન તો એમ કહે.' તમે પણ...

રેવા—સાચું તો સૌ કોઈ કહે. ખોટું લાગે તો સરસ્વતી બોલીને...

અંબા—નામ મેલ બાપ.

નરહરિ—પણ કાંઈ વાંક, ગુન્હો?

શંકર—વાંક ને ગુન્હો: હરિની માયા, જય શંભુ.

અંબા—હરિ તો પાધરો છે. બાકી માણસ જ એવા એમાં એ' શું કરે?

રેવા—સાચું હોં બા.

અંબા—હું બહેન [ નિસાસો મૂકે છે ]

શંકર—શંભુ ભોળા. રેવા જરા પાણી પાઈશ દીકરા

રેવા—લાવું. [ જાય છે ]

અંબા—આ તમે જરા કહો તો કાંક થાય. હું તો કહી કહી ને થાકી ગઈ. પણ બાપ જરા ય નાની હા ન થાય.

શંકર—નરૂ, બેટા.

નરહરિ—બાપા.

શંકર—ભાઈ, તું તો ભણેલો છે.

નરહરિ—બાપા એ તો તમારી કૃપા અને આશીર્વાદ.

શંકર—કૃપા ને આશીર્વાદ મારા નાથના, દીકરા !

અંબા—નરૂભાઈ, જો અમારી ય અવસ્થા થઈ.

નરહરિ—એ તો એમ લાગે બા.

શંકર—એવો વિવેક નકામનો, નરહરિ.

અંબા—અને તારા બાપા તો અખમ થઈને બેઠા.

શંકર—તો યે બાપ, માયા ક્યાં ઓછી થાય છે? નરહરિ, શાસ્ત્રોની આજ્ઞા તો તું જાણે છે ને? નપુત્રાની તો સદ્ગતિ પણ નહીં.

અંબા—માતાજી ભલું કરે ભાઈ, પણ કોઈ પિંડ દેનાર તો જોઈએ ને?

નરહરિ—બા, એ બધું તો ઠીક.

શંકર—ના ભાઇ, શાસ્રોમાં લખેલું ખોટું નહીં હોં.

અંબા—હું તે કેટલું સમજાવું? આ ઘરડા થશો ને કોઈ ચાકરી કરનાર નહીં હોય ત્યારે ખબર પડશે.

નરહરિ—તે બા, હુંય ક્યાં તમારા કામમાં આવું છું ?

શંકર—પણ બાપુ તારી હૂંફ તો છે ને?

અંબા—જો ભાઈ, રેવાને કશું હોત તો હું ઝાઝો આગ્રહ ન કરત.

નરહરિ—બા એ વાત ક્યાં યાદ કરે છે? બિચારી, મારી બહેન!

અંબા—હોય ભાઈ, આપણાં નસીબ એવાં; નહીંતર જુવાનજોધ જેવું માણસ ઇંઈ બે દિવસના તાવમાં ઊપડી જાય!

શંકર—શંભુ ભોળા.

રેવા પાણી લઇને આવે છે.

શંકર—[ પાણી પીધા બાદ ] માટે ભાઈ, હવે કાંક અમારી અવસ્થા સામું જો, અને કહ્યું માન.

અંબા—અને તેં યમુનાને જોઈ? એવી રૂપાળી દિલ ઠરે એવી છોકરી છે!

નરહરિ—પણ બા, તેં એનો વિચાર કર્યો?

અંબા—નરૂ, જરા આમન્યા રાખતાં તો શીખ.

શંકર—બોલવા દે. એને કહેવું હોય તે કહેવા દે.

અંબા—આ તમે જ ફટવી દીધો છે.

નરહરિ—જો બા એમ ચીડાયે કાંઈ પાલવે?

અંબા—તે તું એવી વાત કરે ત્યારે તો ચીડાય જ ને!

રેવા—બા, જવા દે એ વાત.

શંકર—જો ભાઈ, સહુ સહુનું નસીબ સાથે લઇને આવે છે. એમાં આપણાથી ક્યાં મીન મેખ પણ ફેર થઇ શકવાનો હતો?

નરહરિ—પણ એનું નસીબ અને મારૂં નસીબ જુદાં નથી રહ્યાં.

રેવા—[ મજાકમાં ] ના, એ તો એક થઈ ગયાં છે! કેવું બોલે છે? જો ને બા.

શંકર—ભાઈ એ તો બધું કહેવાનું. ધાર્યું તો એકલું ભગવાનનું થાય.

નરહરિ—બાપા એવો સંતોષ મેળવે શું લાભ? અગ્નિની સાક્ષીએ એક થવાની લીધેલી પ્રતિજ્ઞા એકલી લૌકિક રીતે ન હતી.

અંબા—ત્યારે ?

નરહરિ—મારે માટે તો એ જીવનદીક્ષા હતી. સપ્તપદીનાં પગલાં એ એકલો વિધિવિલાસ ન'તોઃ જીવનનો માર્ગ નક્કી કરતી સીમાઓ હતી.

અંબા—પણ આ ભાષણથી શું વળે ?

રેવા—ભાઇને જરા નિશાળ યાદ આવી હશે !

નરહરિ—દુનિયાની દૃષ્ટિએ અમારૂં લગ્ન નિષ્ફળ નીવડેલું લાગે તોય શું ?

અંબા—હા ભાઇ, તારે મન તો સફળ થયું તોય શું અને નિષ્ફળ નીવડયું તોય શું ?

નરહરિ—એક બીજાને વફાદાર રહીને જીંદગી ગુજારવા અમે બંધાએલાં છીએ.

અંબા મનમાં ધૂંધવાય છે. શંકરભટ્ટ શંકર ભોળાની રટમાળ જપે છે.

નરહરિ—અમારી વફાદારી એમ કાંઇ દુનિયાની દૃષ્ટિએ દેખાતી સફળતા નિષ્ફળતા ઉપર આધાર રાખતી નથી.

અંબા—પણ ભાઈ, ત્યારે લગ્નનો અર્થ શો ?

નરહરિ—આલમની નજરે દેખાતી ફત્તેહ એ લગ્નની કસોટી હતી ય નહીં અને થશે પણ નહીં.

શંકર—શંકર સચ્ચિદાનંદ પ્રભુ.

રેવા—સો વાતની એક વાત. ભાઈ બીજી બૈરી ન કરવાનું કારણ તો કહો.

નરહરિ—મોટી, ઘરમાં એક ઉપર બીજી આવે તો હું બેવફા ગણાઉં. મારૂં પત્નીવ્રત લજાય.

રેવા—પણ ભાઇ, આ લોકોની ઉમ્મરનો ખ્યાલ કર્યો ?

નરહરિ—એ લોક તો ખાલી ચિન્તા કરે છે. બાકી એમને તો હું છું ને !

અંબા—અને તારે કોણ છે ?

નરહરિ—[સહેજ ખભો ચઢાવી] ન હોય તો જરૂર પણ શી છે?

શંકર—બાપ! આ ઉમ્મરે તો એમ લાગે. હાથપગ ચાલતા બંધ થશે ત્યારે ભાન આવશે ભાઈ.

નરહરિ—પણ બાપા, એવા ક્ષુલ્લક ખ્યાલ આગળ કાંઇ આદર્શને જવા દેવાય?

અંબા—શેના આ ભારે ભારે શબ્દો વાપરી રહ્યો છે!

નરહરિ—તમને એ નહીં સમજાય.

રેવા—હું સમજાવું, બા? ભાઈ કહે છે કે જેમ રામચંદ્રને એક પત્નીવ્રત હતું તેમ આપણા નરહરિભાઇને એક પત્નીવ્રત છે. આ સરસ્વતી ભાભી જીવે છે ત્યાં લગી તો એ એક જ પત્ની. ખરૂં ને નાનાભાઇ?

નરહરિ મૂંગો રહે છે.

અંબા—હાય બાપ! ક્યાંથી માથે પડી?

રેવા—[થોડુંક ખીલતાં] બા ખબર છે? પેલા બાણાસુરની વૈરી વાંઝણી હતી, તે દેયડીએ એનો ઓછાયો પણ ના લીધો.

નરહરિ માર્યું માર્યું હસે છે. શંકરભટ્ટની તત્ત્વસાધના ચાલુ છે.

અંબા—અરે શાસ્ત્રમાં તો એવું લખ્યું છે કે બાપ આપણી તો હામ પણ ભાંગી જાય. [શંકરભટ્ટને] આ હવે જરા શંભુ ભોળાનું નામ બાજુએ રાખી તમારા આ દીકરાને સમજાવો, તો અવગત જતાં અટકીએ.

શંકર—લખેલું મીટાવનાર તો એક મારો કૈલાસવાસી પ્રભુ છે. આપણે તે કોણ? સચ્ચિદાનંદ પ્રભુ.

અંબા—[ચીડાઇને] આ પાછળ તરપણ કરનાર પણ કોઇ નહીં હોય!

શંકર—તું એમ નાહકની ખીજાય છે શું કામ?

અંબા—તમને એ બધું નકામનું લાગે છે? ઓ મા! આ ઉમ્મરે મારે આ વરઝોળા.

અંબાની આંખનાં ખૂણા ભીંજાય છે.

શંકર—તું સમજી નહીં. નાનાભાઇ કહે છે કે સરસ્વતી હોય ત્યાં લગી એ બીજી નહીં પરણે. ખરું ને રેવા, તારા ભાઇએ એમ જ કહ્યું ને ?

રેવા—હા, બાપાજી.

અંબા—પણ એનો કાંઇ ઇલાજ છે ?

રેવા—બા, તું એમાં ન સમજે.

શંકર—મારો સચ્ચિદાનંદ સૌ કાંઈ કરી લેશે, જય ભોળા શંભુ.

નરહરિ—બાપા તમે ભૂલો છો.

શંકર—કેમ ભાઈ ?

અંબા—વળી પાછું શું વચક્યું ?

નરહરિ—સરસ્વતી અને હું એમ જરીકે જુદાં નથી.

શંકર—તે ભાઈ, કોણે કહ્યું તમે જુદાં છો ?

નરહરિ—અને અમને એમ કોઈ પણ જુદાં પાડી શકવાનું પણ નથી.

અંબા—તે કોણ જુદાં પાડે છે ? ખાલી મન ફાવ્યું શું બોલે છે ?

નરહરિ—મારું પત્નીવ્રત, રેવાએ કહ્યું તેવું સગવડિયું પત્નીવ્રત નથી.

રેવા—ત્યારે ?

નરહરિ—આ ભવે આ મન અને શરીરને એક જ સ્ત્રી છે અને એક જ રહેશે.

અંબા—એટલે ?

શંકર—શંભુ ભોળા.

નરહરિ—એટલે ? સરસ્વતી જીવતી હોય કે મૂએલી હોય, પણ મારે બીજી વાર પરણવું જ નથી. આદર્શને ખાતર એટલો ભોગ આપતાં હું શીખ્યો છું.

અંબા—ત્યારે ખૂલ્લેખૂલ્લું કહે ને.

નરહરિ—હું તો દીવા જેટલું ખૂલ્લું બોલું છું

શંકર—હા ભાઈ, તું તો ખૂલ્લું બોલ્યો. આ તારી બા ન સમજે એમાં કોઇ શું કરે ! સચ્ચિદાનંદ પ્રભુ.

અંબા—એટલે તમને સૌને મારે માટે લાગણી જ નથી ! [ રડી પડતાં ] ગયે ભવ કોણ જાણે શાં એ પાપ કર્યાં હશે તે આ ભવ આ વારો આવ્યો.

સાળુને છેડેથી આંસુ લુછે છે.

રેવા—[બતાવતાં] નરહરિભાઇ ! માસ્તર સાહેબ ! આ આંસુયે બધાં નકામનાં !

નરહરિ—બા તો ખાલી ફોગટની રૂવે છે. એમાં રોવાનું શું છે ?

શંકર—બરાબર. શંભુ ભોળા.

અંબા—[રડતાં] આનાં કરતાં તો માતાજી મોત આપે તો સારૂં !

શંકર—મોત એમ ક્યાં માંગ્યે મળે છે ? બંમભોળાની મહેરબાની હોય તો મળે.

અંબા—[ ખીજાતાં ] આ બંમભોળામાં ને ભોળામાં ઘર ગયું. કહ્યું છોકરાને ઝાઝું ન ભણાવો. ભણાવ્યું ત્યારે આવો વખત આવ્યો.

નરહરિ—બા, એમાં ભણતરને શું દોષ દે છે ? ભણતરના તો રૂડા પ્રતાપ કે મારું જીવન સુધાર્યું.

ટપાલી બહારથી બૂમ મારે છે. 'નરહરિ શંકરરામ ભટ્ટ.' બારણામાંથી એક પરબીડીઉં અંદર પડે છે.

રેવા—ભાઈ કાગળ આવ્યો. નિશાળનો હશે. રજા તો પહોંચે છે ને ?

નરહરિ—આવતા ગુરુવાર લગી. [પરબીડીઉં ફોડતાં સરનામાના અક્ષર પર નજર જાય છે. અક્ષર જોઇને ચમકે છે. ] એના અક્ષર ! એનો કાગળ ?

અંબા—કોનો કાગળ ભાઈ ?

નરહરિ—[ કાગળ વાચતાં વાચતાં ] કાંઈ નહીં બા.

શંકર—રેવા નાવાનું પાણી થયું હશે ?

રેવા—ચૂલે મૂક્યું તો છે. જરા વારમાં થઇ જશે.

શંકર—ઠીક, મારે મન એમ કે નાહીને જરા મહાદેવજીની સેવા કરીએ તો કૃપાદષ્ટિ થાય ને ભવસાગર પાર ઊતરીએ.

અંબા—હવે જો તમે આવી વાત કરો તમને માતાજીના સોગન.

શંકર—કેમ એવું કેમ?

નરહરિ—[જોરથી] સરસ્વતી! સરસ્વતી!

દોડતો અંદરના ઓરડામાં જાય છે. ઉતાવળમાં કાગળ ખુરશીમાંજ પડી રહે છે.

અંબા—પણ છે શું તે આમ ઢેડફજેતા કરે છે?

રેવા—આ કાગળ વાંચીને જ આમ થયું. [ કાગળ ઊપાડી ] વાચું બા?

શંકર—રહેવા દે. કોઇના કાગળ ન વાંચીએ.

અંબા—કોઇનો શેનો? અને રેવા ક્યાં પારકી છે? વાંચ રેવા.

રેવા—[ વાંચવા માંડે છે ] શ્રીયુત નરહરિ, આ કાગળ તમને મળશે તે જ વખતે મારું જીવન તો સમાપ્ત થયું હશે. 'આનંદ, લાગણી અને સ્નેહ વિનાનું જીવન ગૂજાર્યા કરતાં મરણ સારું' એમ તમે જ કહેતા. અને મારા જીવનમાં મને આનંદ તો મળ્યો જ નથી. પિયરમાં સાવકી મા અને સાસરે...

અંબા—[ અધવચેથી અટકાવી ] કાગળ કોણે લખ્યો છે? સરસ્વતીએ?

રેવા—[ ડોકું ધૂણાવે છે ] કોને ગણાવું? આપણાં લગ્ન થયાં ત્યારથી જ મારે માથે વંધ્યત્વની છાપ ચોંટી. તમને બીજી વાર પરણવાનું કહેવામાં આવતું. હું સાંભળતી કે પત્નીવ્રતના આદર્શ હેઠળ તમે એ વાત ઊડાવતા. પણ એમાં પત્નીવ્રત ક્યાં આવતું? તમે જાણો છો કે લગન પહેલાં જ તમે પત્નીવ્રત પાળવાની કે પતિવ્રત પળાવવાની હામ ખોઇ હતી. યાદ છે? સ્નેહના ભૂખ્યા અને સાથે પશુતાના પૂજારીઓ પણ વાંચ્છે એવી આપણી પહેલી રાતે

ઇસ્મીઓની યાકૂતિઓ અને યોગી મહારાજોની જડીબુટ્ટીઓની બાજરમાન સંસ્કૃતિ જોઈ હું મુંઝાઈ હતી? દુનિયા ભલે ને આપણને વરવહુ માને, પણ આપણો સંબંધ તો આપણા નસીબે ભાઇ-બહેનનો જ રહ્યો. અને એમાં સાસુજી અને સસરાજીને વાડીવેલાના કોડ જાગ્યા. તમે તો મોટી મોટી વાતોમાં એ ઉડાવી શકતા. પણ મારે માટે એ સંભવિત નહતું. ગં. સ્વ. રેવા બહેન પણ પછીથી તેમાં ભળ્યા. ભત્રિજાનાં ફોઇ થવાના તેમનાં કોડ તો હું કે તમે—અને તમારે લીધે હું–શી રીતે પૂરવાનાં હતાં? પાણી જેમ પોતાનો માર્ગ ખોળે તેમ મને પણ મન થતું. પણ ઉચ્ચ સંસ્કાર કે પૂર્વ-ભવના પુણ્યે એ રસ્તે જતાં હું બચી. મારે સારૂ પતિવ્રત એ તો કૌમારવ્રત નીકળ્યું છે. હશે એનો મને શોક નથી, પણ જ્યારે લગ્ન પહેલાંના જીવનના અપત્નીવ્રતના પરિણામને ઢાંકવા, તમે લગ્ન પછીના પત્નીવ્રતનું શરણું લીધું ત્યારે મારી સ્થિતિ કફોડી થઈ. આખું એ જીવન ખોવાની હિમ્મત મારામાં હતી. પણ જૂઠા ઉપકાર તળે દબાવું એ મારા સ્વમાનને ઠીક ન લાગ્યું. અને એટલે જ મારે સારૂ તો હું લઉં છું એજ માર્ગ ઇષ્ટ છે. પહેલાં તો આ કાગળ તમને ન લખવો એમ પણ મનમાં આવ્યું; પણ પછીથી કોક બીજીનો ભવ પણ એમ ન બગાડો એ ઇચ્છાએ આ કાગળ લખ્યો. પોતાના પાપને બીજા ઉપરના ઉપકાર હેઠળ છૂપાવ્યા કરતાં પાપ કબુલ કરવું એ તમને ઠીક નથી લાગતું? લિ૰ દુનિયાની નજરે તમારી પત્ની ગણાએલી સરસ્વતીના જે માનો તે.

શંકર—શંભુ ભોળા.

નરહરિ—(બહારથી) લાવો લાવો ખાટલો અંદર જ લાવો. અંદર જ લવરાવો. ખાલી પછાટ જ લાગી છે.

રેવા—શું ભાભીએ કૂવો પૂર્યો?

શંકર—કૈલાસવાસીની મરજી! સચ્ચિદાનંદ!

☆

# નલિની

* નલિની. * બિન્દુ. * બિહારી. * પુલિન.

૧૯૩૧ ના મે માસની સોહામણી સવાર. બિહારી બાબુનું ઘર.

બારી બારણા ઓળંગી આવતો મીઠો પવન દૂર દૂર મહેકતા ફૂલ-ક્યારાની સારી રીતે જાહેરાત, બંધુકૃત્ય કરતો હોય છે. સ્થળ સામાન્ય તો નહી, છતાં અપનાવેલી સાદાઇથી સામાન્યમાં ખપવા માગતું દીવાનખાનું છે. આંખને ગમે એવી એની ગોઠવણી છે. આકર્ષક રંગપૂરવણી એ એનું મુખ્ય અંગ છે.

નલિની ફૂલદાનમાંથી વાસી ફૂલને દૂર કરી રહી છે.

નલિની—વાસીફૂલ ! એક દિવસ જીવનપરાગ લૂંટાવી દીધો. બીજે દિવસે તો એમને પગ તળે કચરાવાનું.

થોડીવાર મૂંગે મોંએ ગઈ કાલનાં ખીલેલાં આજ આથમેલાં ફૂલ સામી મીટ માંડે છે.

કમનસીબ વાસી ફૂલ !

બિંદુ, બાર વર્ષની નમણી કન્યા, તાજાં ફૂલ સાથે દાખલ થાય છે. બિંદુ કિશોરાવસ્થાની તીવ્રતાની મૂર્તિ જેવી છે.

બિન્દુ—ભાભુ, લ્યો આ નવાં ફૂલ.

નલિની—આજે પણ આજ ?

બિન્દુ—આમ કેમ પૂછતા હશો ? જાણો છો ને બિહારી બાબુને તો આ કમળકૂંપ બહુજ ગમે છે.

નલિની—હશે.

બિન્દુ—અને પેલો શ્લોક પણ. બિહારી બાબુને સંસ્કૃતમાં ગુણગુણતા જોઈ મ્હેં તો સમશ્લોકી ભાષાંતર જોઈ લીધું અને...

[ ઉત્સાહથી ]

આંધી ભાથાં કમળદૂંખના,
છેક કૈલાસ સુધી;
સાથી ત્હારા નભ મહીં,
થશે રાજહંસો રૂપાળા.

નલિની--પણ એનું શું?

બિન્દુ--ભાભુ ત્હમને તો કશાયમાં રસ જ નથી રહ્યો.

નલિની--[ઉદાસીન સ્મિતથી] એમ કોણે કહ્યું?

બિન્દુ--ત્યારે જુવોને! બિહારી બાબુ તો ઉલટા કહે કે વધારે ગા; બીજીવાર ગા. ત્હમે તો ઉપર પડતાં ગીત સંભળાવ્યું તોયે પૂછ્યું: એનું શું? ખબર છે? બિહારી બાબુએ કહ્યું કે બિહાગમાં બેસાડ. અને કેટલી મહેનત લીધી ત્યારે બિહાગમાં બેઠું. ત્હમે ય ગાતાં, ખરૂં ને ભાભુ?

નલિની—ખરૂં.

બિન્દુ--પણ હવે કેમ નહીં?

નલિની—નથી ગવાતું

બિન્દુ—નથી ગવાતું? હા. બરાબર. બિહારી બાબુ કહેતા હતા કે જ્યારે માણસનો સ્વભાવ પલટાય ત્યારે કાં તો તે મૂંગાં બની જાય, કે કાંતો એની જીભ જ અટકે નહીં, બરાબરને ભાભુ?

નલિની—બરાબર, બન્ને વસ્તુઓ બની છે.

બિન્દુ—આમ કેમ બોલો છો? [ચમકારો બતાવવાના પ્રયત્નમાં] ત્હમે ય મિસ્ત્રીમાસ્તરના હાથે ભણેલાં ને?

નલિની—હા.

બિન્દુ—એટલે જ. બિહારી બાબુ કહેતા હતા કે શિષ્યમાં શિક્ષકના ગુણ ન આવે તો ભલે, પણ કેટલાક ચાળા ચસ્કા તો જરૂર જ આવે.

નલિની—એને સાચું કરાવવા કાંઇ દૂર જવું પડે તેમ નથી.

બિન્દુ—ભાભુ, પુલિનભાઇ આજે આવવાના છે ?

નલિની—હા.

બિન્દુ—બહુ બદલાઇ ગયા હશે. ખરું ને ? બિહારી બાબુ કહેતા હતા કે માણસ વિલાયત જાય તો કાંતો મોટો સાધુ બને કે કાંતો [ માથું ખંજવાળતાં ] શું કહ્યું હતું ? ત્હમને યાદ નથી ?

નલિની—એમનું કહેલું હું ક્યાં બધું યાદ રાખું ?

બિન્દુ—ત્હમે તો જબરાં છો ભાભુ. લોકો તો બિહારી બાબુનું નામ સાંભળે અને રાજી રાજી થઈ જાય છે.

નલિની—[અસ્ફૂટ] લોકોએ એમને પતિ તરીકે ક્યાં સ્વીકાર્યો છે ?

બિન્દુ—અને છાપાંઓ...ઓ હો હો રોજ છાપું ખોલો ને... એમને છબી પડાવવાનો વખતે ક્યારે મળતો હશે ?

નલિની—[સહેજ વક્રોક્તિમાં] બરાબર.

બિન્દુ—સવારે વાતચીત; બપોરે વાચન અને લેખન; સાંજે સભા, રાતે નવી યોજનાઓ. ચોવીસે કલાક બસ દેશસેવા જ દેશસેવા. ભાભુ, સાચું કહું ? મ્હારી બહેનપણીઓ તો મ્હારી અદેખાઇ કરે છે. બિહારી બાબુની નાની બહેન ! [ મલકાટમાં ટટાર ઊભી રહે છે]

નલિની—[વિચારણાને વાચા ફૂટે તેમ] દેશ નાયકની પત્ની !

બિન્દુ—કોઇને ન કહો તો એક વાત કહું ભાભુ; નહીં કહોને ?

નલિની—ના નહીં કહું.

બિન્દુ—હું મોટી થઈશને. ત્યારે બિહારી બાબુની જેમ જ દેશસેવા કરીશ.

નલિની—હા. છાપામાં છબીઓ આવશે.

બિન્દુ—જાઓ જાઓ મશ્કરી કરો છો ને? મ્હારે છબીઓ નથી જોઇતી. પણ કેટલું કામ કરી શકાય? હજુ પરમ દિવસે જ બિહારી બાબુ કહેતા હતા ને...

નલિની—[અટકાવીને] હવે પ્રભુને ખાતર આ કહેતા હતા બંધ કરો.

બિન્દુ—[સહેજ રોષમાં] ત્હમે ભાભુ સમજ્યા નહીં. દેશ સેવાની લહાણ ફરી ફરીને ક્યાં મળવાની છે?

નલિની—આ ભાષણમાંથી ગોખી કાઢ્યું છે?

બિન્દુ—ત્હમને કેમ ખબર પડી? ભાભુ [ઉત્સાહમાં] હું તો બિહારી બાબુનાં ભાષણો સાંભળુંય છું અને વાંચું ય છું.

નલિની—દુનિયામાં છાપખાનાનો ધંધો હવે બંધ થશે.

બિન્દુ—એમ હોય કાંઈ? ખબર છે અઠવાડિયા પછી બિહારી બાબુના ભાષણોનો સંગ્રહ બહાર પડવાનો છે! પેલું ઝંડા વંદનવાળું ભાષણ; પેલું શહિદ દિનનું ભાષણ...ઓ હો હો કેટલાં ભાષણો કર્યાં છે બિહારી બાબુએ!

નલિની—બીજું શું કર્યું છે?

બિન્દુ—ત્હમે કહો છો, બીજું શું કર્યું છે? ત્હમે? બીજું કોક હોત તો તો હમણાં કહી સંભળાવત. કહે છે બિહારી બાબુએ શું કર્યું છે?

નલિની—બિન્દુ બહેન.

બિન્દુ—રહેવા દ્યો, એ બધું મ્હારે નથી સાંભળવું. [જતાં જતાં] કહે છે બિહારી બાબુએ બીજું શું કર્યું છે? [જાય છે.]

નલિની—હાસ્તો, બીજું શું કર્યું છે?

બિહારી બાબુ એટલે કે કાયદાની ભાષામાં જેનું નામ બિહારીલાલ અનન્તલાલ થાય તે દાખલ થાય છે. સુઘડતા, સ્વચ્છતા અને આકર્ષક સાદાઇથી બિહારી બાબુ આમે ઓળખાઈ આવે.

બિહારી—ઓહો નલિની ત્હમે અહીંજ છો?

નલિની—હા...જી...

બિહારી—આજે તો પુલિન આવવાનો છે ખરૂં ને? ભાઈને લેવા સ્ટેશન પર નથી જવું?

નલિની—હું નથી ધારતી કે પુલિન ઘર ભૂલી ગયો હોય.

બિહારી—એતું કાંઈએ ન કહેવાય. [માણસની મતિ ક્યારે પલટાય એની કલ્પનાય કેમ થઈ શકે? સંજોગોનું વાવાઝોડું આવી જાય, તો સ્મૃતિ અને શ્રુતિ-લૌકિક અર્થમાં નહીં-બન્નેના ક્યારા અટવાઇ જાય, ઊપડી જાય.]

નલિની—[અસ્ફૂટ] ભાષણ.

બિહારી—માટે આપણે તો પહેલેથી જ સંભાળ લેવી. અને રખેને એને ખોટું લાગે તો? ત્રણ ત્રણ ચચ્ચાર વર્ષ કામમાં કે નકામમાં પરદેશમાં ગાળ્યા પછી, આજે અહીં આવે તો એને ય થતું હશે ને કે બ્હેન સ્ટેશને લેવા આવશે. હાર તોરાની લાગણી ન હોય એમ દલીલ ખાતર સ્વીકારી લઇએ, પણ મુખદર્શનનો આનંદ પણ એની પાસેથી લૂંટી લ્યો છો?

નલિની—ના, ના. મ્હને એમ કે ત્હમે જશો.

બિહારી—હા. હું તો જાત પણ આ કામ ક્યાં છોડે એમ છે? આ કામે તો જીવનની સામાજિક બાજુને ય દબાવી દીધી છે. બધાને જ રાજકીય પરિભાષામાં બોલતા કરી દીધા છે. અત્યારે તો મ્હારે અગત્યની સભા છે એટલે જવું જ જોઈએ. એ આવે તો શું કરવું એ તો મ્હારે ક્યાં કહેવાપણું રહે છે? ત્યારે વંદન [જાય છે].

નલિની—વંદન! વંદન!

બિન્દુ દોડતી આવે છે

બિન્દુ—બિહારી બાબુ ગયા?

નલિની—વંદન.

બિન્દુ—ભાભીને ભાભુ, આમ બાઘામંડળ જેવાં કેમ લાગો છો? મ્હારી બાબુ ગયા?

નલિની—હા.

બિન્દુ—ક્યાં?

નલિની—મ્હને ખબર નથી.

બિન્દુ—પણ કાંઇ સભા છે? ભાષણ છે? વાર્તાલાપ છે? એમની નોંધપોથીમાં તો કાંઇ નથી લખ્યું.

નલિની—ભૂલી ગયા હશે.

બિન્દુ—ભૂલી જાય? કોણ બિહારી બાબુ? બને જ નહીં, અરે પેલો છાપાવાળો પણ કહેતો હતો ને કે બિહારી બાબુ જેવી [ભાર-પૂર્વક ઘૂંટીને બોલે છે] વિલક્ષણ સ્મૃતિ બીજા કોઇને નહીં હોય.

નલિની—એનો અનુભવ ચઢિયાતો હશે.

બિન્દુ—ભાભુ, ભાભુ, પેલી મોટર આવી.

નલિની—ભલે આવે.

બિન્દુ બારી પાસે દોડી જાય છે.

બિન્દુ—અરે ભાભુ એ તો પુલિનભાઇ છે.

નલિની—વંદન.

બિન્દુ—ઓ હો હો. ખૂબ મોટા થઇ ગયા છે. બિહારી બાબુ કહેતા હતા.

નલિની—કહેતા હતા.

બિન્દુ દોડીને બારણું ખોલે છે

પુલિન—ઓ હો હો કોણ બિન્દુ! બહુ મોટી થઈ ગઇ તું તો. હું તો તું નાની જ હઇશ સમજીને તો હું તારા માટે રમકડાં લાવ્યો.

બિન્દુ—બિહારી બાબુ કહેતા હતા કે હવે રમકડે ન રમાય.

પુલિન—નલિની! તું તો બહુ બદલાઇ ગઇ છે!

નલિની—પુભાઈ!

પુલિન—ચારે વર્ષે એ સાંભળવા મળ્યું. તબિયત સારી છે ને?

નલિની—વળી તબિયતને શું થવાનું હતું ? પણ કોઇ સ્ટેશ ન આવ્યું તે હરકત પડી હશે ?

પુલિન—હા. થોડી ઘણી ખરી. હું તો ઘર જ ભૂલી ગયો હતે

બિન્દુ—બિહારી બાણુ કહેતા હતા તેમ જ થયું.

પુલિન—ત્હમે પણ બિહારી બાણુ કહો છો ?

બિન્દુ—[ અભિમાનપૂર્વક ] હાસ્તો.

નલિની—પછી ?

પુલિન—મ્હેં ટેકસીવાળાને નામ કહ્યું : બિહારીલાલ અનન્તક ઠે. પારિજાતક. એ કહે કે એ નામનું તો ત્યાં કોઇ રહેતું જ ન મ્હને શંકા તો પડી પણ એણે જ પૂછ્યું, કે બિહારી બાબુને જવું છે ? પહેલાં તો હું ગૂંચવાયો. મ્હને થયું કે આ જગન્નાથ પાસેથી કોઈ આવ્યું છે કે શું ?

બિન્દુ—[ અરધા રોપમાં ] પછી શું થયું ?

પુલિન—અને એજ કહે : શેઠ અહીં આવો છો અને બિહા બાબુને નથી ઓળખતા ! અને ત્યારપછીના એના ભાષણથી તો મ મ્હારી પામરતા સાલવા માંડી.

બિન્દુ—[ખૂબ આનંદમાં] ખરી થઈ ત્યારે તો !

નલિની—[ છાનો નિસાસો નાંખી ] ત્યારે પુછાય.

પુલિન—એ બધી વાતો પછી. પહેલાં તું આમ કેમ થઈ છે તે કહે ને ?

ખુરશી પર બેસે છે.

બિન્દુ—પુલિનભાઈ શું લેશો ? ચાહ...કોફી...

નલિની—[ સખેદ આશ્ચર્ય ] ઓહો...

પુલિન—તે બિન્દુ, આ કામ હવે ત્હારે માથે આવ્યું છે ..

બિન્દુ—ના એમ નહીં, પણ બિહારી બાબુ કહે કે મહેમાન આવે...

પુલિન—એ રહેવા દે. હું મહેમાન નથી.

બિન્દુ—ના ના પણ લ્યો હું કોફી લઈ આવું. બિહારી બાબુ કેતા હતા કે પરદેશ જઈ આવેલાને તો કોફી બહુ જ ગમે. હમણાં જ લું હોં.

અંદરના ઓરડામાં જાય છે.

પુલિન—બહુ મોટી થઈ ગઇ. અને કેવી ચબરાક છે! નીલુ.

નલિની—હું.

પુલિન—આવા બોલક યંત્ર પાસે તે છભ ઊવડે કે...

નલિની—[ અડધેથી અટકાવી ] બંધ થાય.

પુલિન—નીલુ સાચે હોં. ચાર વર્ષમાં તું ખૂબ બદલાઈ.

નલિની—કોણ નથી બદલાતું ?

પુલિન—એતો એમ ચાલ્યાં કરે. પણ નીલુબહેન જેવી હસમુખી...

નલિની—પુભાઇ જો જો વળી કાંક કવિતામાં ઊતરી પડશો. ને ભાઈ બહેનનાં કાવ્યો તો આમે ક્યાં થોડાં છે ?

પુલિન—એમ, ત્યારે તું બદલાઈ નથી જ.

નલિની—હું તો એમ જ કહું છું. ત્હમે ખાલી નકામના લઈ આ છો કે હું બદલાઈ છું.

પુલિન—અરે પણ હું પૂછવાનું જ ભૂલી ગયો. બિહારી, અરે લો, બિહારી બાબુ ક્યાં છે ?

નલિની—એમને અગત્યની સભા છે.

પુલિન—સભા ! ત્હમારે ત્યાં આવી સભાઓ રોજ થાય છે ?

નલિની—આખો દિવસ. કોકવાર દિવસમાં કોડીબંધ.

પુલિન—અને બિહારી બાબુ બધે જ જાય છે ?

નલિની—જતા હશે.

પુલિન—પણ ત્યાં થાય છે શું ?

નલિની—છાપાં જાણે.

પુલિન—નીલુ તું ય જબરી છે. અમે વિલાયત બેઠા બે બિહારીની વાતો સાંભળીને અભિમાન લેતા અને ત્હને તો અઇ કાંઈ રસ જ નથી લાગતો !

નલિની—ના ના એવું કાંઇ નહીં.

પુલિન—મ્હને ય નહીં કહે ? નીલુ ચાર વરસના કાળમાં શું આપણામાં ય અંતર પડી ગયું છે ? પેલી ભાંઇબીજ સાંભરે છે ?

નલિની—પુભાઇ તું તો નક્કામનો તરંગે ચડે છે, સાચે કાંઇ નથી.

પુલિન—ખબર છે ને આપણે એકમેકને બાની છબી આગ વચન દીધેલાં તે ? હવે પણ તું મ્હને નહીં કહે ?

નલિની—[હસી પડી] પણ કાંઇ હોય તો કહું ને ?

પુલિન—[ નિરાશાથી ] હશે, ભાઈની બ્હેન કે'ત. પણ વીર પત્ની કેમ કહે ? હિણપત લાગે !

નલિની—શું કહ્યું ? શું કહ્યું ? વીરની પત્ની ! વીરની પત્ની

પુલિન—એમ કેમ કહે છે ? [ પાસે આવી ] નીલુ, નીલુ મ્હારા સમ. મ્હને કહે.

નલિની—પુભાઈ સુખ અને દુઃખ એ તો મનના તરંગ છે.

પુલિન—જો હવે બનાવવા ન બેસ. [મશ્કરીમાં] વીરની પત્ની આમ મશ્કરી કરતી હશે ?

નલિની—પુભાઈ હજી લગી મ્હેં ત્હારી પાસે વીરપસલી નથી માગી.

પુલિન—તે હવે માગી લે. [ખીસ્સામાંથી પાકીટ કાઢી] બોલ

નલિની—મ્હારે ફૂટી કોડીએ નથી જોઈતી. મ્હારે મૂળ જીભ જોઇએ છે

પુલિન—એટલે ? દેશ નાયકો જેમ તું પણ કોયડામાં જ બોલે છે. [ મજાકમાં ] પણ હું ભૂલ્યો. તું તો...

નલિની—[એને મોંએ હાથ દાબી] બસ, હું એટલું જ માગું છું. તું બોલવાનો હતો તે શબ્દ જીંદગીમાં ન બોલતો. એટલી જ મ્હારી વીરપસલી.

પુલિન—તું તો વિચિત્ર છે નીલુ. વિલાયતમાં, અરે અહીં પણ કેટલીય છોકરીઓ વીરપત્ની થવાનું પસંદ કરે અને તું...

નલિની—હા. એને વિચિત્રતા ગણે તોય મ્હને વાંધો નથી. પણ મ્હારે તો...[ અટકી જઈ ] જવા દે.

પુલિન—ના...ત્હારે બોલવું જ પડશે નીલુ.

નલિન—મ્હારે આ જાહેરાતનો ઝગમગાટ નથી જોઇતો. લોકો મીંટ માંડી પૂજ્યભાવે જોયા કરે—એ હાથ જોડી પથ્થરની મૂર્તિ માફક નિહાળ્યા કરે—એ નથી ગમતું.

પુલિન—ત્યારે...

નલિની—મ્હારે જોઈએ છે જીવનની એકરસતા. હું માગું છું વધારે નહીં, પણ જીવનના ઘડતરનો અડધો ભાગ.

પુલિન—અરે વાહ ! પણ ત્હારે ખામી શું છે ?

નલિની—પુલિન તું પણ આમ પૂછે છે ? લક્ષ્મીના વાઘા કે એ સુખ સગવડની મ્હને લગારે પરવા નથી. ગરીબાઇના લૂખાસૂકા રોટલામાંય જો સાચું સાનિધ્ય, સાચો સહચાર હોય તો મ્હારે મન તે મીઠા પકવાન છે.

પુલિન—નીલુ તું નકામની દુઃખી થાય છે, પેલા કોઇ કવિએ કહ્યું છે ને...

નલિની—[એને અટકાવી] પુલિન, આ ઘરના ' કહેતા હવા 'ના પમરાટમાં તું ન ભરાતો. એતો મીણની દોરી છે. જેટલી મજબૂતાઇ વધારે એટલી જ જીવલેણ.

પુલિન—તરંગી! હતી તેવી જ તરંગી! હું ખોટું કહેતો'તો, તું નથી બદલાઇ.

નલિની—ખાત્રી થઈ?

બિન્દુ કૉફી લઇને આવે છે.

પુલિન—ઓહો એટલામાં કૉફી લઇને આવી? નીલુ, બિહારી એક કાગળમાં લખતો હતો કે બિન્દુમાં તો એને સિન્ધુ દેખાય છે.

બિન્દુ મલકાય છે.

નલિની—[સ્વગત] બિન્દુમાં સિન્ધુ જોનારને સિન્ધુનાં બિન્દુ જોવાની ક્યાં ફૂરસદ છે?

સર્વપ્રથમ
ગતિ આ[illegible]
[illegible]
૨[illegible]

# ઓછાયા

* પરાગ. * ગૌતમ. * મધુ. * સુરભિ.

સમય : વૈશાખની એક સાંજના છ.

આથમતા સૂરજને અવરોધતાં કવેળાનાં ઘનઘોર વાદળાં એકલો પ્રકાશ આંતરે છે, એટલું જ નહીં, પણ પોતાની શ્યામતાનો અનુભવ આલમને પણ ઉદારતાથી અર્પે છે. દૂરથી દેખાતી વૃક્ષોની ટોચ પણ રંગ સમીકરણની કલા સાધવા મેઘમાં સ્થાન પામવાની ઇન્તેજારી દર્શાવતી લાગે છે.

આઘે દેખાતી નદી લાંબા ફેલાએલા પટમાં આછી પાતળી રેખાઓ દોરે છે; જાણે નવોઢાની સેંથીમાં સમાઈ જવા મથતી, અંગ સંકોરતી કુમકુમની પિચળ.

પણ આતો બારીમાંથી થતું બહારનું સૃષ્ટિ દર્શન.

ઓરડામાં જ્યોતિ આવરતાં કાળાંઘેરાં વાદળાં નથી. વ્યક્તિ વિશિષ્ટતા દબાવી દેતી ઝાડની ઘટા નથી. મુગ્ધાની શરમનું પ્રદર્શન કરતી સરિતા નથી. અંદર ઝગમગાટ છે. વ્યક્તિત્વ દીપાવે એવી વ્યવસ્થા છે. નમ્રતાથી પણ દુરાગ્રહ કરી રહે એવી આતમ જ્યોત એક એક વસ્તુમાં તરવરે છે.

મધુ—ભાભી......

સુરભિ—કેમ ?

મધુ—અમને તો એક ખાત્રી જ હતી.

સુરભિ—શી વારૂ ?

ગૌતમ—કે બધીએ વર વિનાની જાન હશે.

મધુ—ના. ખાસ એમ નહીં પણ......

ગૌતમ—તે વળી તું પણ એમ જ કહેત !

સુરભિ—[ માયું માયું સ્મિત કરતાં ] ત્યારે બ્હેન ત્હમે શું કહેતા હતા ?

મધુ—કે સાડાપાંચે આવવાનું કહેવરાવ્યું છે છતાં ય જો છએ જઇશું તો પણ મોડા તો નહીંજ પડીએ.

સુરભિ—એટલે ત્હમે મોડા આવ્યા ને ! વાહ આતો ઉલટો ચોર કોટવાળને દંડે.

ગૌતમ—ના, મોડા આવ્યા એમ નહીં.

સુરભિ—ત્યારે 'ઘડિયાલ આગળ થઇ ગયું' ખરૂં ?

મધુ—ના. એમને એમ કે નક્કામું ક્યાં ઘોાખવું !

ગૌતમ—બરાબર. બાકી તો......

સુરભિ—નિશાળે જતા ત્યારના નિયમિતતાના ગુણ મળતા. ખરૂંને ગૌતમભાઇ !

મધુ—[ સહેજ મલકી લેતાં ] એવું ખરૂં.

ગૌતમ પણ ડોકું ધૂણાવે છે. બધા હસી પડે છે.

મધુ—પણ ભાભી...

સુરભિ—[ કાંક ગૂંચવતો સવાલ આવ્યો એ ભયમાં ] હું.

ગૌતમ—[ શબ્દ ગોઠવતો ] જુવો સુરભિ બ્હેન.

મધુ—[ સહાયે આવતાં ] ભાભી, આ તો હદ થાય છે હવે.

સુરભિ—હં.

ગૌતમ—અને પારકાના દુઃખે દુઃખી થઇને કેટલા કાળ કાઢવા ?

મધુ—પોતાની લાગી સહુ કોઇ ભોગવે; પણ પરાગભાઇ તો નસીબજોગે વાડી લાડી પામ્યા છતાંય સીઝાયા જ કરે.

ગૌતમ—જાણે...

મધુ આંખ કાઢે છે. બાકીતું બોલવાનું ગૌતમ મહાપ્રયત્ને ગળી જાય છે.

સુરભિ—એ તો એમ લાગે.

મધુ—ના, એમ છાવરવાનો પ્રયત્ન ખોટો. આજે તો હું બરાબર કહેવાની છું.

ગૌતમ—હા વળી એ શું! ગામની ફિકર રાખતાં કંઈક કાજીઓ એગળી ગયાના દાખલા મોજુદ છે. તો પછી પરાગભાઈનું શું ગજું!

મધુ—અને ભાઈ, એથી કાંઈ વળતું હોય, અરે! પેલા બિચારાનું દુઃખ લઈ લેવાતું હોય તો તો ધૂળ નાંખી.

સુરભિ આંખો નીચે ઢાળે છે.

ગૌતમ—પણ આ તો ન એમનું સુધરે; અને આપણું તો બગડે જ.

મધુ—વળી પાછી એમની તબિયત તો જુવો. તાજાજ મંદવાડથી ઊભા થયા.

ગૌતમ—લગભગ નવે અવતાર જ.

સહાનુભૂતિ સારૂ મધુ સામું જોતાં મધુ ડોળા કાઢી ધુરકાવે છે. પોતાની ભૂલ સમજાતાં મૂગા રહેવાનું યોગ્ય ધારે છે.

મધુ—આવી તબિયત છતાં ય કકડતી થંડીમાં ઊભા રહેશે. કહેશે કે ગરીબોને ક્યાં કશું છાપરૂં ય હોય છે!

ગૌતમ—[ બોલ્યા વિના નથી રહેવાતું ] જો ભગવાને તેમને રીબાવવાનું જ ધાર્યું હોત તો ચાંદીને ઘૂઘરે રમતા જ શા સારૂ કરત?

સુરભિ—પણ બહેન!

મધુ—ભાભી આતો ક્યારનુંય મને લાગ્યા કરતું'તું, પણ પરમ દિવસે તો હદ થઇ.

સુરભિ—શું થયું?

મધુ—અરે મારો નોકર, ચહા બનાવતાં જરા દાઝયો તો પરાગભાઈની આંખમાં તો પૂર ઉલટયાં.

સુરભિ—એમનાથી કોઇનું દુઃખ દેખાતું જ નથી.

ગૌતમ—પણ એમને એવાં બનેલાં જોઇને આપણને દુઃખ થાય છે તેનું શું ?

મધુ—એટલે આજે તો નિશ્ચય જ કર્યો છે. બરાબર બખડાવી જ નાખું.

સુરભિ—બ્હેન આજ નહીં.

ગૌતમ—કારણ ?

મધુ—લગ્નતીથી છે એટલે ? લ્યો હુંય ભૂલકણી છુંને ! લાવેલી વસ્તુ તો આપવાની ભૂલી જ ગઈ.

હેન્ડબેગમાંથી નાની ડબ્બી કાઢે છે.

ગૌતમ—પરાગભાઇની બ્હેનને !

સુરભિ આને હસવા યોગ્ય માને છે. મધુ ચીડાય છે.

મધુ—પણ હું ભૂલી તો ભૂલી. પણ ત્હમે કેમ ભૂલ્યા ?

ગૌતમ—જરા...

સુરભિ—ચેપ.

બધા હસે છે. મધુ કર્ણફૂલની જોડ કાઢે છે.

મધુ—ભાભી [ હથેલીમાં મૂકી ] લગ્નતીથીએ શુભાશીષ સાથે સ્વીકારશોને ? [ સહેજ મલકી ] ગમશે ?

સુરભિ જોઈ રહે છે.

ગૌતમ—આમ હથેલી ખૂલ્લી રાખે તો દેખાય.

સુરભિ—તમારે જોઇને શું કરવું છે ?

ગૌતમ—સુરભિભાભી એ કેવું ખરીદે છે તે તો જોઉં.

વળી પાછો મધુથી ડધાય છે.

સુરભિ—તે જોવામાં હરકત ક્યાં આવે છે ?

ગૌતમ—એની પોલી હથેલી પર આંગળાંની છાયા પડે છે.

મધુ—ત્યારે ! એ છાયામાંજ જોવાનાં છે.

સુરભિ—હેં !

સુરભિ હસે છે. મધુ હસી પડે છે. બધા હસે ત્યારે સાથે રહેવું સારું," ધારી ગૌતમ હસે છે.

સુરભિ—કેટલું અટપટું! એક તો જોવાને નોતરવા અને વળી પાછી આડ ધરવી!

મધુ—આડ વિના એ ઓળખાય નહીં.

ગૌતમ—[વગર સમજે] બરાબર.

બારીમાંથી વંટોળીઆ જેવો પવન સુસવાટા મારે છે.

ગૌતમ—લ્યો. આજે તો મેઘાજી પધારવાના લાગે છે.

મધુ—અને ભાઈ તો હજુ આવ્યા જ નથી.

ગૌતમ—ક્યાંક દુનિયાને પીડતી ઉપાધિઓનું નિદાન શોધતા હશે!

મધુ—પણ આપણું શું?

ગૌતમ—ધોખવાનું.

સુરભિ—મધુબહેન, આપણા અને પરાયામાં ભેદ શો છે?

મધુ—એ ફિલસુફીના કૂચા ચાવતાં મ્હને નથી આવડતું. એ સોંપ્યું ત્હમને બેને.

ગૌતમ—[વહારે ધાતાં] ઓછામાં ઓછા જેટલાની ચિંતા દિલ પર ધરાવી શકીએ એટલા આપણા—બાકીના પરાયા...

સુરભિ—એટલે કાંઈ જુદા જ પાડતા હોય એવા ભેદ તો નથી જ ને?

બહાર વરસાદ પડવો શરૂ થઈ ગયો છે.

સુરભિ—ગૌતમભાઇ જેમ પરાયામાં આપણા સમાઈ જાય છે તેમ આપણામાં પરાયા સમાઇ જવા જોઇએ. બન્નેના એક બીજા પર ઓછાયા પડે છે.

મધુ—ઓછાયા?

ગૌમત—પડછાયા.

પરાગ પલળેલો આવે છે. એની ચાલમાં એક જાતની કરુણ છટા છે. ચહેરા પર દયા અને દુ:ખની છાંય છે.

મધુ—અહોહો છેવટે સાડા છએ પણ આવ્યા.

ગૌતમ—અને હજુ કપડાં બદલતાં બીજો એક કલાક જશે.

મધુ—[મજાકમાં] શું એમની લગ્નતીથીની ઉજવણી !

પરાગ—લગ્નતીથી ! કેવી ક્રૂર મશ્કરી !

સુરભિ—[ ગભરાટમાં ] કેમ?

ગૌતમ—શું થયું ?

પરાગ—અહીં આપણે લગ્નતીથીની ઉજવણીના ઢોંગ કરીએ. ત્યાં...[આઘે બતાવી] ત્યાં...[એનો સાદ ભરાઇ આવે છે.]

મધુ—પણ છે શું. તે પણ કહેશો કે આમ ગળગળા જ થશો ?

પરાગ—બહેન એક જ ઘડીએ વિષાદ અને આનંદ, કરુણા અને ઉલ્લાસ, ચિન્તા અને ઉત્સાહનું સહયોજન શક્ય છે ?

ગૌતમ—એ કોયડાનો ઉકેલ તો ત્હમે કહો ત્યારે ખબર પડે.

સુરભિ—આજે લગ્નતીથીએ પણ...

પરાગ—સુરભિ, આજે ભલે આપણી લગ્નતીથી હોય; કોઇને સારૂ આજ એ વૈધવ્યતીથી પણ થઇ છે.

મધુ—શ...શ...શ...એવું અમંગળ.

પરાગ—અમંગળ, મંગળ: શુભ અને ક્ષોભ...કેવી તેજ-છાયાની મિલાવટ છે.

ગૌતમ—હશે. જેના નસીબમાં જે હોય તે ભોગવે. આપણે ક્યાં હાથ દેવા જવાના હતા ?

સુરભિનું રૂંધી રાખેલું ડૂસ્કું બહાર આવી જાય છે.

પરાગ—તું રૂવે છે ? રો. રો. હું પણ અત્યારલગી રોયો જ છું.

મધુ—પણ કાંઇ લેવા, કાંઇ દેવા, કે બસ આંસુના પૂર વહાવે જવા ?

પરાગ—બ્હેન ટૂંકી દૃષ્ટિએ જોતાં દેખાય તે જ લેવાદેવા ઓછા છે?

ગૌતમ—ત્યારે? અને ખરૂં પૂછો તો ત્હમારી એ ટૂંકી પહોળી દૃષ્ટિ...

મધુ—[ અટકાવતાં ] પણ એ તો કહો કે ત્હમે આમ મૂંઝાઓ છો શા સારૂ ?

પરાગ—મધુ, માણસ માત્ર એક બીજાથી સંકળાએલા છે. હાસ્ય નહીં, પણ રુદન એ જ મનુષ્યજાતની ભાષા છે.

ગૌતમ—એમાં એ ભાષાપ્રયોગ કેળવવાનું સુરભિભાભીને કહેતા હતા ?

પરાગ—[ ન ગણકારતાં ] કોઇ શક્તિશાળી હુંકારે નિર્જીવ વસ્તુઓમાં ચેતન પ્રેરાય ત્યારે એ વસ્તુઓએ એકલા ઝીણા ઝીણા રસરંગોને સાચું જીવન ન માની લેવું જોઇએ. મનુષ્ય માત્ર એક ચેતન કણ છે, સૃષ્ટિની રજકણ માત્ર છે. પવનના ઝુલાવે ઝુલાવે ઊંચે ઊડે એ એનું છિછરાપણું છે.

મધુ—ભાષણ !

ગૌતમ—જુવો ભાઈ [ તડજોડ કરવાની વૃત્તિ સતેજ થાય છે. ]

પરાગ—મ્હને સાંભળી લ્યો. ભાષણ લાગે તો માનજો, કે આ છેલ્લી જ વાર ત્હમને ત્રાસ આપું છું.

સુરભિ—[ ડૂસકાં ભરતા અવાજે ] છેલ્લી વાર...

પરાગ—એમાં કાંપવાની જરૂર નથી સુરી. પોતાના અને પારકાના એમણે પાડેલા ભેદ પણ એ ભૂલે ત્યારે યાદ દેવરાવવાની જરૂર પણ ક્યાં રહી? [ ખુરશીમાં બેસે છે. ]

મધુ—[ એની પાસે જતાં ] પરાગભાઈ મ્હને એ અઘરી ભાષા નથી આવડતી. પણ હું એટલું જાણું છું કે દરેક માણસ

પોતપોતાની માથે પડી વિશ્વદેવા કરી ઊપાડી લે તો જ સંસારનું ગાડું આગળ ચાલે. બીજા એમાં શું કરવા હાથ દે ? નસીબે લખેલું ભોગવે !

પરાગ—ના. સંસારનું ગાડું કદિય પોતે પોતાની મેળે ઊઠાવી લેવાથી નથી ચાલતું. વાટમાં લૂંટારૂ મળ્યા હોય અને સૌ પોતપોતાનું સંભાળીને બેસી રહે તો બધા જ લૂંટાય.

ગૌતમ—ચોર દીઠાનો સંતોષ માને.

પરાગ—ચોર જોવાનો વિરોધ નથીઃ લૂંટાવું નથી એ સવાલ છે. મૂશ્કેલીઓ આવે એની ફિકર નથી; એનો સામનો કરવાની દરેકને બુદ્ધિ આવે એટલી જ પ્રાર્થના છે.

મધુ—પણ ધારો, કે તમે એક દુઃખીના દુઃખ દૂર કરવામાં મદદ કરી એથી શું બધા ય સુખી થવાના છે ?

પરાગ—બધાયનાં દુઃખ દૂર કરવાં હોય તો બધાએ હાથ દેવો જોઇએ.

મધુ—બરાબર. અને તમે માનો છો કે બધાય એ વિશ્વચિન્તાનો ભાર ઊપાડશે ?

ગૌતમ—અને જ્યાં પ્રયત્ન જ પાંગળો બને ત્યાં પરિણામ શે સારૂં આવે ?

પરાગ—બિચારા ! અડધા તો પોતાનું દુઃખ પણ નથી જાણતા. અરે, પોતે દુઃખી છે એ વાત પણ ન સ્વીકારે. પછી એમની પાસે પ્રયત્નની આશા કેમ રખાય ?

ગૌતમ—સારે હવે સમજાયું. દુનિયાના દુઃખ દૂર કરવાની તમારી પ્રવૃત્તિમાં તો દુઃખભારથી દબાએલાઓને તેઓ દુઃખમાં છે તે જણાવવાનો પણ સમાવેશ થાય છે, ખરૂં ને ?

મધુ—ભલા'દમી. પોતાની ચિંતાને ન ઓળખનારને તેની પિછાણ કરાવે તે સુખી થશે એવો......

પરાગ—મને સમજ્યા વિના તમે બોલે જાઓછો. હું તો એમ કહું છું કે જ્યાં તેમના દુ:ખની તેમને ખબર ન હોય ત્યાં એ લોક શો પ્રયત્ન કરે?

સુરભિ ખૂણે ઊભી આંસુ સારતી હો છે.

મધુ—તો પછી તમે કરવા શું ધારોછો?

ગૌતમ—બુધ્ધે તો...

સુરભિનું દબાવી રાખેલું ડૂસકું અને મધુની શીત લાવી દે તેવી દૃષ્ટિ એને આગળ વધતાં અટકાવે છે.

પરાગ—[ એના અવાજમાં ઉદ્વેગ અને અસહાયતા થડકાર લાવે છે. ] શું કરું! શું કરું!

મૂગો મૂગો બે હાથથી મોં ઢાંકી દે છે.

મધુ ગૌતમ સામું અને ગૌતમ પરાગ-સુરભિ સામું જોઇ રહે છે.

ગૌતમ—કેમ વળી જગતનો ઉદ્ધાર.

મધુ—[ ગૌતમને ન ગણકારતાં ] પરાગભાઇ એટલે જ હું કહેતી'તી. આપણે શું કરી શકવાના હતા!

પરાગ—[ભીની આંખે] બહેન, નિષ્ક્રિયતામયું જીવન ગૂજર્યા કરતાં મૃત્યુ વધારે સારું.

સુરભિ—હેં!

ગૌતમ—એટલે!

મધુ—એ વાત વળી ક્યાંથી આવી?

પરાગ—આંખો સામે જ આલમ આખીએ દેહ અને મનના રોગે દુભાય છે. એ જરા, એ મૃત્યુ, એ વ્યાધિ, એ ઉપાધિ. રાગ અને દ્વેષ જેવાં દર્દનાં કારણોને દૂર કરવાની આપણામાં તાકાદ નથી. ધનના અભાવે પાંગરતી અગવડો વેઠવાની આપણામાં શક્તિ નથી. અરે રીબાએલાઓને આશ્વાસન આપવાની ય આપણામાં રહેમદિલી નથી. ત્યારે જીવન એ ભાર જ બને ને!

ગૌતમ—બીજાઓ તો ઠીક,. ત્હમે...

મધુ—[અગમચેતીથી] દિલાસો દઈ શકશો ?

પરાગ—દિલાસો ?

મધુ—હા, ફક્ત આશ્વાસન દેવાની રહેમદિલી હોય તો...

પરાગ—તો...તો શું ?

ગૌતમ—તો શું ? દુઃખના ડુંગરા ડૂલ થઈ જાય. બીજું કાંઈ નહીં તો આંસુના સાગર તો સૂકાય જ. ખરું ને સુરભિભાભી ?

પરાગ—ત્હમે સુરીની વાત કરો છો ?

ગૌતમ—હાસ્તો.

પરાગ—સુરી દુઃખી જ ક્યાં છે ? એને દુઃખ શું છે ?

મધુ—ત્હમે જ નહોતા કહેતા, કે માણસનું જીવન સંકળાએલું છે ? એકનું દુઃખ સમગ્રમાં વહેંચાય છે ?

સુરભિ આગળ આવે છે. એને વિષે થતી વાતથી એનું સ્વમાન ઘવાતું લાગે છે.

પરાગ—પણ મ્હારી સુરભિ તો દુઃખથી દૂર છેઃ જલબિંદુથી કમલદલ અલિપ્ત હોય તેમ.

ગૌતમ—તો તો આખી યે દુનિયા સુખી છે [પહેલી જ વાર] ખરું ને મધુ ?

મધુ—[ભાઈની બ્હેન બનવા જતાં] પણ, આ તો આપણે પાડેલા ભેદ.

ગૌતમ—બરાબર. પરાગભાઈએ ક્યાં ભેદ પાડ્યા છે? ખરું ને સુરભિભાભી ?

સુરભિ—[સ્થિર ચિત્તે] એમનું કહેવું બરાબર છે. મ્હારે શું દુઃખ છે ?

પરાગ હરખાય છે. ગૌતમ મધુ પહેલાં એક બીજા સામું અને પછી સુરભિ સામું જુવે છે.

Ref. No. Acc. No.

સુરભિ—[ બારી બહાર દેખાતી કોઇ મોટરોને જોઇ રહી ] મ્હારે શું દુઃખ છે? ઘર છે; નોકર છે; ચાકર છે; ગાડી અને મોટર છે; બીજું શું જોઇએ? [ સ્થિર દૃષ્ટિએ ઊભી રહે છે. ]

મધુ—[સાદી સમજણપ્રેર્યો ગભરાટથી ] સુરભિ !

સુરભિ—[એના જ તાનમાં ] ભલેને દુનિયા આખી દુઃખમાં દટાએલી હોય; વર્ષાથી વીજળી કાંઈ ઓછી ભીંજાતી હશે? [એકદમ પરાગ સામે ફરીને] ખરૂં ને ?

પરાગ એનાથી અંજાય છે. ગૌતમ બોલવાના પ્રયત્ન પછી મૂગો રહેવાનું યોગ્ય ધારે છે. મધુ એક જાતનો આત્મ સંતોષ અનુભવે છે.

સુરભિ—સુખ! માનવતાવિહોણી સગવડને સુખનું રૂપ આપ્યું: કેવી ક્રૂર મશ્કરી! પૈસાથી ખરીદાતી આસના વાસનાને નિશ્ચિંત આનંદ માન્યો! એને તે હૈયાની કઠોરતા માનવી કે...

ગૌતમ—[લગભગ સ્વગત] સમજણની ક્યાશ.

પરાગ—સુરભિ, કોઈ દિવસ નહીં ને આજે આ શું? ત્હને દુઃખ લાગે તો મ્હને કહે પણ નહીં?

સુરભિ—બિચારા અડધા તો પોતે દુઃખી છે તે પણ નથી જાણતા! અરે, તેઓ દુઃખી છે એ વાત પણ ન સ્વીકારે. શી સેવા ભાવના! શી મહાનુભાવતા!

પરાગ—પણ ત્હારૂં દુઃખ મારે કેમ જાણવું ?

સુરભિ—પરોક્ષ સંકળાએલાનાં દુઃખ જાણવા અક્કલની આંખો છે. પ્રત્યક્ષ જકડાએલાંના ચિન્તાભારમાં ભાવનાનો બોજો ઉમેરાય છે.

પરાગ—સુરી તું મને અન્યાય કરે છે. બિચારાઓની ઉપાધિઓ છાપરે ચઢીને બોલે છે.

ગૌતમ—[ મૂગા રહેવું અસહ્ય બનતાં ] પણ ઘરખૂણાનાં ડૂસકાં સાંભળવાની આપણની ફુરસદ ક્યાં છે?

સુરભિ—અમારી લગ્નતીથીની ઉજવણી! મનોરમ સ્વપ્ન સૃષ્ટિનાં ખંડેરોનાં સ્મરણોની પુણ્યતીથી! કોકની વૈધવ્યતીથી! [મુઠીઓ વાળી] શબ્દોની સુંવાળપ!

ધૂનમાં આંટો મારવો શરૂ કરે છે.

પરાગ—[આંખો ઝીણી કરી] આશા કેવી લલચાવનારી ચીજ છે? હું બીજાઓને પણ મ્હારા જેવા જ લગ્નસુખના આશીર્વાદ આપતો.

ગૌતમ—આશીર્વાદ અને શાપ એ ઢાલની બન્ને બાજુઓ જ છે ને!

સુરભિ—[ સીધી પાછી ફરી ] આ લગ્નસુખ! દુનિયાના કાયદા કરનારાઓએ બીજાને છેતરનારાને સારૂ દંડ યોજ્યા તો પોતાને જ છેતરનારા સારૂ પણ કાંઇ સજા કેમ શોધી ન કાઢી?

મધુ—[પ્રસંગને ગંભીર થતો અટકાવવા] શોધી છે.

ગૌતમ—[પ્રસંગરંગનો પારખુ] હા, બરાબર, એ પોતાને જ છેતરે એ ઓછી સજા છે!

પરાગ—[માથા પર હાથ ફેરવતાં] શું સાચું?

સુરભિ—[આંખ મીંચી ખુરશીમાં ફસડાઇ પડતાં] કશુંજ નહીં, બધાય ભૂલવનારા પડછાયા.

# જીવનદીપ

* નન્દન * પદ્મા * શતદલ

ચૈત્ર વૈશાખના વાયરા બપોર ટાણે જાણે શ્વાસ લેવા થંભ્યા લાગે છે. નંદનના ચિત્રગૃહમાં શાંતિ છે. કહી શકાય કે ચિત્રો થોડીક ટાઢક પણ આપે છે. ફલક પર નવા ચિત્રની આછી રેખા દોરીને નંદન પાસેના બાંક પર સૂતો છે.

શતદલ બાંક નીચે બેઠો બેઠો, જીભ મોં બહાર કાઢી, ઊંડા ઊંડા શ્વાસ લે છે.

અચાનક બહાર દાદર પર પગલાંનો અવાજ થાય છે. શતદલ પહેલાં તો નિષ્કામવૃત્તિથી સાંભળી લે છે. પગલાં પાસે આવે છે અને વધારે અવાજ કરે છે. શતદલ ડોક ટટાર કરી, આંખ પહોળી કરી જુવે છે અને પછી ભસવાનું શરૂ કરે છે.

નન્દનઃ—શતદલ, દોસ્ત, બસ નહીં. મ્હારી કલ્પના ઊડી જાય છે.

શતદલ ભસવાનું ચાલુ રાખે છે.

નન્દન—તું તે મ્હારી કલ્પનાનો સંરક્ષક છે કે ભક્ષક?

શતદલ બાંક નીચેથી ઊઠી બારણા પાસે જાય છે. બહારનાં પગલાં બારણા પાસે આવી અટકે છે. શતદલ ભસતો એકદમ બંધ થઈ જાય છે અને આવનારની રાહ જોતો ઊભો રહે છે. બહારથી આવનાર પણ પળવાર થંભી ગયું હોય એમ જણાય છે.

નન્દન—[સૂતાં સૂતાં] નકામો જ ભસતો હતો ને! હશે દોસ્ત, તુંય મશ્કરી કરી લે.

બારણું આસ્તેથી ખૂલે છે. શતદલ જાણે દાવ ખેલતો હોય તેમ પાછા પગલે પાછો આવે છે. પદ્મા બારણામાં આવીને ઊભી રહે છે—શતદલ ભસવાનું શરૂ કરે છે: પદ્મા બોલવાનું.

પદ્મા—હવે આને આગળ બોલાવને!

શતદલ તો ભસેજ રાખે છે. નંદન સૂતો છે. પદ્મા બારણામાં જ ઊભી રહી, જોઇ, જોરથી બોલે છે અને બારણું ખખડાવે છે. એ વધતા જતા અવાજમાં શતદલ પણ પોતાનો સુર પૂરાવે છે, જોરથી. તાલસુરનું એનું જ્ઞાન અનુકરણીય નહીં તો આદરણીય તો છે જ.

પઃ—ઘોર્યા કરતા આ ડાધાને ખસેડી દે. એને વળી ક્યાંથી લઇ આવ્યો?

ખૂબ કંટાળ્યો હોય એમ નંદન ઊઠે છે. પોતાની શાંતિમાં આવો ભંગ કોણે પાડ્યો તે જોવા બારણા સામું જુવે છે. પદ્માને જોઇ અવાક્ બને છે.

પઃ—હવે સામું શું જોઈ રહ્યો હઇશ! [ઠપકામાં] ત્હારે ત્યાં મળવાએ કોણ આવે?

નઃ—પદ્મુ! [સાનમાં આવી] શતદલ, ચલ આમ આવતો રહે, પદ્મુ–પદ્માને નથી ઓળખતો? [મોં પર હાથ ફેરવી] હાં, પણ તું ક્યાંથી ઓળખે?

શતદલ પોતાની ફરજ પૂરી થઇ માની ભસવાનું બંધ કરે છે, પદ્મા અંદર આવે છે. પદ્મા પોતાને ભૂલી ન જાય તે ખાતર, ખાસ ધ્યાન ખેંચવા શતદલ છેલ્લી વાર છીંક ખાઇ લે છે.

પઃ—સારૂં શિખવ્યું છે કૂતરાને!

નઃ—આવો પદ્મા [બાંક પરથી ઊભો થઈ] બેસો.

શતદલ હાંફતો હાંફતો નંદન પાસે આવે છે. નંદન ફલક પાસેની બાસ્ટી પર બેસતાં શતદલ પણ બાજુમાં લંબાવે છે.

પ;—[શતદલને, જોઈ રહી] શું સાથી ખોળ્યો છે!

નઃ—[પદ્મા સ્હામેથી શતદલ સ્હામું જોઇ] હં.

પઃ—[ચિત્રગૃહ પર દૃષ્ટિ ફેરવીને] ઓહો, હવે તો આ ચિત્ર-ગૃહ અજબ લાગે છે.

નઃ—[પદ્મા સામે જોતાં] હં.

પઃ—પેલા ત્હારા રંગીન પડદા ક્યાં ગયા? જેને તું અજન્તાની કૃતિ કહેતો'તો ?

નઃ—[સહેજ ક્રોધથી] હં.

પઃ—અને પેલું તો પ્રદર્શનવાળું ચિત્રને ?

નઃ—[ધીરા અવાજે] હં.

પઃ—ત્હારી રંગપૂરવણી તો ખૂબ જ સુધરી ગઈ દેખું ! જોને આ પ્રદર્શનવાળું ચિત્ર અને આ... [બીજા ચિત્ર પર નજર જતાં જ થંભી જાય છે] કેમ, હવે કલ્પના ખૂટી ગઇ છે કે શું તે પ્રાણીચિત્ર લેવા માંડયા છે? આ ત્હારો કૂતરો જ એની પ્રેરણા હશે? બરાબર એની જ પ્રતિકૃતિ. નામ શું આપ્યું છે ? [પાસે જઈ વાચે છે] 'પ્રેરણાની વફાદારી' વાહ કલાકાર, પ્રેરક...

નઃ—[અધવચથી અટકાવી] પદ્મા, કાંઇ બીજી વાત કરોને.

અડધી પળ મૌન પથરાય છે. પદ્મા નંદન સામું જોઇ રહે છેઃ નંદન 'પ્રેરણાની વફાદારી' પરથી નજર ઊઠાવી પદ્મા પર ટાંકે છે. એક આછો નિશ્વાસ એના મોંમાંથી સરી પડે છે.

નઃ—કહો, તબિયત કેમ છે ?

પઃ—તબિયત તો ખાસ્સી છે, પણ તું કેમ આમ રહે છે?' જોને ત્હારા દેદાર !

નઃ—પદ્મા, મ્હારે કયાં કોઇને દર્શન દેવાં છે તે હું ઠાઠ કરૂં ?

પઃ—કેમ, ત્હારી આ 'પ્રેરણાની વફાદારી'ને! [હસું હસું થઇ રહે છે ]

નઃ—આ? [શતદલને માથે હાથ ફેરવે છે] આ તો મ્હને ગમે તે સ્વરૂપે સ્વીકારશે. ખરૂં ને શતદલ ?

શતદલ ઊંઘે ઘેરાએલી આંખ આછી ઊઘાડી બન્નેને જોઇ રહે છે અને વળી પાછું મોં નીચું નાખી દે છે. પદ્માનું હાસ્ય ઊડી જાય છે.

નઃ—પુરાણોના યોગીમુનિઓની સ્થિતપ્રજ્ઞા આજે તો પશુઓએ જ અપનાવી રાખી છે ને!

પઃ—એ તો જેવો જેનો અનુભવ.

નઃ—બરાબર. જેવો જેનો અનુભવ.

થોડી વાર ફરીથી મૌનનું મહારાજ્ય જામે છે. ટેવથી કે શંકાથી શતદલ એકવાર આંખ ઉઘાડી ચિત્રગૃહ આખાને જોઈ લે છે અને છેવટે નંદનની આંખ મેળવી લઇ, સંતોષ પામી, વળી પાછો આંખો મીંચી જગ-પ્રસિદ્ધ ધ્યાનનિદ્રા શરૂ કરે છે.

નઃ—અનુભવ! માણસને સંતોષનું આટલું સાધન ન હોત તો જીવન છે એથી ય કડવું બનત.

નઃ—ચિત્રકાર મટી ફિલસુફ કયારનો થયો? પ્રેરણાએ દગો દીધો કે કલ્પનાએ છેહ દીધો?

પઃ—[અર્ધસ્ફૂટ અવાજે] માણસ થયો ત્યારથી. [ખુંખારો ખાઇ] હશે, એવી વાતો કયાં કરવી?

પઃ—ત્યારે બીજી વાતો કરીએ.

એક આંખ ઝીણી કરી નંદન સામું જુએ છે. એનાં વદન પર એક આછું સ્મિત રમત કરે છે.

પ;—ખૂબ તાપ છે. ખરૂં?

નઃ—હા. હું પણ એજ કહેવાનો હતો.

બંને હસી પડે છે

પદ્મા—ત્હને એમ નથી લાગતું નન્દન, કે આપણે વાત કરતા હોઇએ, અને આપણી વાત સામો જાણી લે, તો વાતનો બધોય રસ ઊડી જાય છે?

નન્દન—[પહેલીજ વાર એની આંખમાં સહેજ નફટાઇ આવે છે] આવા તાપમાં વળી રસ ક્યાંથી રહે? 'રસહીન ધરા થઈ છે...'

પદ્મા—લે કવિતામાં ન ઊતરી પડ.

નન્દન—હારતો. હવે એ ઉમ્મરે ગઇ.

પદ્મા—રસ અને કવિતાને વળી ઉમ્મરની મર્યાદા કોણે બાંધી?

નન્દન—[ગંભીરતાથી] અનુભવે.

શતદલ કાને બેઠેલી માખીને ઉડાડી દેવા કાન પટપટાવે છે.

પદ્મા—[શતદલ તરફ નજર રાખી વાત વાળવાના પ્રયત્નમાં] અને એવીજ રીતે આપણી વાતમાં પૂરેપૂરો ટેકો આપનાર કોઇ આપણી પડખે જ બેઠું છે એવી જાણ હોય તો વાતમાં અજબ રંગ આવે ખરું ને?

હવે તો શતદલ અને માખીનું અસામાન્ય દ્વંદ્વ યુદ્ધ જામે છે. માખીને ઉડાવવા શતદલ માથું હલાવે છે.

નઃ—[શતદલને નજરમાં રાખી] બરાબર.

પઃ—પણ લે, જવા દે એ વાત. હું એક કહું, તું બીજું કહે...

નઃ—ત્હમે ત્રીજું સમજો.

પઃ—[ક્ષોભ પામ્યા વિના] એમજ. એમાં શુક્રવાર શું વળ્યો?

નઃ—પદ્મા, અત્યારે તો વાત કર્યાનો દિલાસો ય ક્યાં છે?

પઃ—[રંગમાં આવી] હું પણ એજ કહેતી હતી, દિલ ખોલીને જેની સાથે વાત કરી શકીએ, હૈયાના ઉઘાડા જખમ જેને બતાવી શકીએ, એવા સંબંધી સિવાય જીવતર, જીવતર નથી; જંજીર છે.

નઃ—[ આંખોને સહેજ નાની બનાવી, વિચારને વાચા આવતી હોય એવા હળવા અવાજે ] નામરજી છતાંય સત્ય બોલાઇ જવાતું હશે?

પ—[ નંદન પર દૃષ્ટિ જડી દઇને ] નંદન, સાચું કહેવા—બોલવાજ હું આજે અહીં આવી છું.

ન—આપની પધરામણીનું કારણ હજુએ મારાથી અજાણ્યું જ છે.

પ—[ ઠંડી દૃઢતાથી ] કહીશ, એટલે તો આપ જાણશોને?

'આપ' બોલવામાં થએલી વક્રતાથી નંદન પદ્મા સામું જોઇ રહે છે.

ન—[ જાત સમાલી લેવાના ઉદ્દેશથી ] હા.

પ—[ સ્થિર ચિત્તે ] નંદન; તમે લગ્ન કેમ નથી કરતા?

નાંદન અજબ જેવો આંચકો અનુભવે છે.

ન—લગ્ન !

પ—હા. લગ્ન.

ન—[ પાટીએ એકડો ઘૂંટતા બટુક જેમ ] હું લગ્ન કેમ નથી કરતો? કેમ નથી કરતો? કારણ કે મારે કરવું નથી.

પ—ન કરવાનાં કારણ તો હશે ને?

ન—[ પદ્મા સામું ટીકી રહી ] પદ્મા કારણો પૂછે છે?

પ—[ નંદનની નજર ટાળી ] હા. કેમ, એમાં કાંઇ અજૂગતું લાગ્યું?

ન—અજૂગતું તો કેમ કહેવાય? પણ નવાઇભર્યું તો ખરું જ. [ ગળામાં ઘૂંટાતા અવાજે ] પદ્મા કારણ પૂછે છે. હું.

અજાણે જ એનો ખભો ઊંચો થઇ જાય છે.

પ—[ શાંતિ ગૂમાવ્યા વિના ] હા. પદ્મા પૂછે છે. નંદન ..ાબ દેશે?

ન—હું લગ્ન નથી કરતો, કારણ કે મારા જીવનમાં સ્ત્રીને સ્થાન નથી.

પ—નંદન આમ કહે છે? કલા અને સૌંદર્યનો ઉપાસક નંદન આમ કહે છે? રસિકતાનો પૂજારી નંદન આમ કહે છે?

ન—નંદને એમ કહેવાનો હક્ક હજુ ગૂમાવી નથી દીધો.

પ—કેવું નવાઇભર્યું? કલાકાર હકકની વાતો કરવા માંડે...

બીજું બોલવાનું એને સુઝતું નથી.

ન—આપની ચાતુર્વર્ણની ભાવનાને એથી આઘાત થયો?

પ—બીજાને આઘાત કરવા જ...

ન—પદ્મા, બીજાના દિલને દુઃખ દેવાનું મારા મનમાં પણ નથી આવતું. મેં તો ખાલી મારા મનની વાત જણાવી.

માખીને હરાવી આરામ લેતા શતદલને માથે હાથ ફેરવે છે.

ન—પણ પદ્મા...[પોતેજ અટકી જાય છે.]

પ—બોલો. અટકી કેમ ગયા ?

ન—કદાચ તમને ખોટું લાગે.

પ—નંદન, હવે તો હું એને માટે પણ તૈયાર થઈ ગઇ છું. કહો. બોલો. પૂછો.

નંદન પદ્માના આગ્રહને વશ થવું કે નહીં તેનો ખ્યાલ કરે છે.

પ—બોલતાં તમને તો દુઃખ નથી થતું ને ?

ન—[એક નાનો નિસાસો નાંખી] દુઃખ ? પદ્મા દુઃખ એ તો મારૂં જીવનસાથી છે. સમજણપૂર્વક ગાળેલી એક પળ પણ જો તે મારાથી દૂર હોય તો મને દુઃખ થાય. [ થોડાક ધીરા અવાજે ] જીવનસખાને એમ છેહ દેતાં હું નથી શિખ્યો.

પ—[વ્યગ્રતાની એક નાનકડી દૃષ્ટિ નંદન પર ઠરાવી] તમે જે નથી શિખ્યા એ મને...

ન—[એને આગળ વધતાં અટકાવી] ના, ના. એ હું તમનેય શિખવવા નથી માંગતો [બે પળની શાંતિ બાદ] જો શિખવું બાકી હોય તો.

પ—નંદન, આજે હું બધું સાંભળવા તૈયાર છું.

ન—[ઊંઘમાંથી જાગતો હોય તેમ] શું સાંભળવા ?

પ—[ચિત્ર પર નજર ચોંટાડી] જીવન જ જ્યાં એક કટાક્ષ હોય, ત્યાં તારા કટાક્ષ ક્યાં અસર કરવાના હતા ? [સ્વસ્થ થઇ ] પણ નંદન, હું પૂછું એના ખરા જવાબ આપીશ ?

નઃ—[ સહેજ ખંધાઇથી ] પદ્મા, જીવન એ કટાક્ષ સાથે જૂઠાણું તો નથીને ?

પઃ—[ ધીરેથી ડોક હલાવી ] જૂઠાણું શું, એ અવિશ્વાસ પણ છે. [ આછા સ્મિત સાથે ] ખરુંને ?

નઃ—બરોબર.

પઃ—અને એટલે જ અવિશ્વાસ આવતો હશે ?

નઃ—પદ્મા, નિષ્ફળતા એ ગુન્હા સાથે રોગ પણ છે.

પઃ—કાંઇ સમજાયું નહીં.

નઃ—સમજાવું. નિષ્ફળ નીવડેલો માણસ આત્મવિશ્વાસ ગૂમાવે છે. સાહસવૃત્તિની હામ એનામાંથી ઓગળી જાય છે. પેલી કહેવત છે ને......

પઃ—[ ફિક્કા હાસ્ય સાથે ] નન્દન, પહેલાં તો તું એમ કહેતો કે ઓછા અનુભવવાળા જ કહેવતનો આશરો લે !

નઃ—ત્યારે તમે સમજ્યાં ખરાં ! [ બન્ને હસી પડે છે. ]

પઃ—શે હવે મૂળ વાત પર આવવું છે ?

નઃ—મારી ક્યાં ના છે ?

પઃ—ત્યારે વાત શું કામ ઊડાવે છે ? કહે ને તું પરણતો કેમ નથી ?

નઃ—પરણવું એટલે શું ?

પઃ—જો ભાઇ, એવી વકિલાત કરતાં હું શિખી નથી કે તને શબ્દે શબ્દના પર્યાય આપું–વ્યુત્પત્તિ કરી આપું.

નઃ— હું એ માંગતોય નથી. મારે મન પરણવું એટલે દેહધારીએ કરવાનું એક કામ માત્ર નથી.

પઃ—ત્યારે ?

નઃ—પરણવું એતો જીવનસંસ્કારની દીક્ષાવિધિ છે. મનુષ્યદેહ કેવળ અક્કડ ફક્કડ ફરવા કે પલપલના ચમકારામાં વીતાવવા નથી મળ્યો.

પઃ—હું !

નઃ—જન્મી અને જીવીને કાંઇક પણ કરવું જોઇએ—એવું કે જેમાં જન્મ્યાનું સાર્થક્ય હોય—જીવ્યાની સફળતા હોય.

પઃ—પણ એ સફળતાને લગ્ન સાથે શું લેવા દેવા ?

નઃ—પદ્મા ! માણસ જડ પત્થર નથી. એનું નાનામાં નાનું કામ પણ એ ઉદ્દેશથી થવું જોઇએ; તો પછી લગ્નની તો શી વાત !

પ—એમ જ હોય તો આપે આ પહેલાં જ લગ્ન કરવાં જોઇએ. વખત છે ને એ જીવનદીક્ષા ન લે અને જન્મ્યાનું સાર્થક્ય ન સધાયું તો ?

ન—પણ એવી જ રીતે એ જીવનદીક્ષા યોગીનાં તપભ્રષ્ટ કરે તો ? ધ્યાન ચૂકાવે તો ?

પ—એમ તે થતું હશે ?

ન—જરૂર, એમ જ બને ! જીવનસંગીતમાં જો લગ્ન વિસંવાદી સૂર પૂરાવે તો મનુષ્યને ચગદાએલી વીંછણ જેમ પોતાને જ ડંખ મારવાનું રહે. ન તો તેના આદર્શ પાર ઊતરે કે ન તો જીવતરમાં રસ રહે.

પ—પણ તારા એવા તે કયા આદર્શ છે જે લગ્નથી અપૂર્ણ રહેવાના હતા ?

ન—મારા આદર્શનું પૂછો છો ? પદ્મા, આપણું જીવન આજે ચારે બાજુથી ભીંસાઇ રહ્યું છે. ક્રૂર, નઠોર સામાન્યતા જીવનનો હ્રાસ કરી રહી છે. મારે એ સામાન્યતાને દૂર કરવી હતી.

પ—પછી ?

ન—મેઘધનુને ચાપે ચઢાવી મારે આલમ પર રંગ વેરવા હતા. પતંગની પાંખે પાંદડી પાંદડીએ ભમી મારે પરાગ પાથરવો હતો. રૂપ, રંગ અને સુવાસથી મારે જીવનને ઢાળવું હતું.

પ—[ ટહૂકો પૂરાવતાં ] હં.

ન—આ આદર્શ પાર પાડવા મારે સંગાથિનીની જરૂર હતી જે પ્રેરણા પાય–સંસ્કારમૂર્તિ બની સંસ્કારનો પમરાટ ફેલાવે.

પ—પછી ? શોધ કરી ?

ન—[ એની આંખો વિષાદથી ઘેરી બને છે ] કલ્પના મારી ફુમકે ચઢી. સ્વપ્નમાં એક મનોમૂર્તિ ઘડી–ઉગતા પ્રભાત જેવી સુકોમળ, શાળી ચંદ્રિકા શી પ્રેરણાદાયી.

બે પળ મૌન પથરાય છે. અને એ મૌનને તોડવા મથતો હોય એમ શતદલનો સળવળાટ સંભળાય છે.

ન—આદર્શની સિદ્ધિ સારૂ હું ઉતાવળો બન્યો. સાન ગૂમાવી, ભાન ભૂલ્યો.

પ—પણ થયું શું ?

ન—[ વ્યક્તિત્વ વિનાના અવાજે ] ઉત્સાહની ઘેલછામાં એ મનોમૂર્તિને મ્હારી કરવા હિમ્મત કરી, થઇ ચૂક્યું. મનોમૂર્તિનો ઢોળ ઊતરી ગયો. કલ્પના–અર્પી સુંદરતાના ઓપ ઓસરી ગયા; રહી ગયા માત્ર કાચી માટીના પગ.

પ—[ આંખ નમણી કરી ] એટલે તારી મનોમૂર્તિએ તને સાથ ન દીધો એટલું જ ને ?

ન—પદ્મા ! સ્વપ્નજીવીને સારૂં એટલું ઓછું છે ?

પ—પણ એમાં શું ? એ નહીં ને બીજી. મનના મનોરથ પાડવા પણ સંગાથિનીની જરૂર તો પડશે ને ? 'જે પ્રેરણા પાય' !

ન—સ્વપ્નદ્રોહ.

પ—પણ તારા આદર્શ, તારા સંકલ્પ, બધાજ અધૂરા રહે તેનું શું ?

ન—પદ્મા, એ ડંખ હું સહી શકું છું, એ હુતાશ હું જલાવું છું—સ્વપ્નદ્રોહના ડંખના મહાનલને દૂર રાખવા.

પ—નન્દન એ તો આત્મઘાત છે.

ન—પદ્મા, દોસ્તની દોસ્તી જાળવવા મીણુ કાયા ગાળે છે. સ્વપ્નની ગાંઠ સાચવવા, સ્વપ્નની કલ્પના અખંડિત રાખવા જીવન જલી જાય તો ય શું છે ?

પ—હં. જીવન અને સ્વપ્ન.

ન—હા, જીવન અને સ્વપ્ન. તમને એ બે જુદાં જુદાં લાગે છે ? ના. ના. એ બે ભિન્ન નથી. સ્વપ્ન જીવનનો પ્રાણ છે. સ્વપ્ન તો જીવનનો જીવનદીપ છે. એનું તેજ પાથરી એ જીવનપંથ ઉજાળે છે; અને હું એનો દ્રોહ કરૂં ! એને છેહ દઉં ? જીવનદીપની ઉજમાળી જ્યોત ઝાંખી કરૂં ? ના. નજ બને. નજ થાય. મૃત્યુને ભેટવાની મારામાં શક્તિ છે. સ્વપ્નદ્રોહી બની જીવન ટકાવી રાખવાની હામ મારામાં નથી. યાદ રાખજો, જીવન શોધાતું નથી, સર્જાય છે.

પ—કવિતા. ([illegible])

ન—હા. કવિતા. કવિતા. કવિતા. [ પદ્માના સામું જોઇ ] હવે હું પૂછું ?

પ—[ મૃદુ હાસ્યથી ] હું જવાબ દેવાનું જ શરૂ કરૂં તો ?

ન—તો મ્હારી સવાલ પૂછવાની મહેનત ઉગરે.

પ—સમજતો હોય તો તો મેં તારી ઘણી મહેનત ઉગારી દીધી છે. પણ હવે આ વાત ફરીથી નહીં બોલું. કદાચ તારો 'સ્વપ્નદ્રોહ' થાય.

ન—આભાર.

પ—તારી મનોમૂર્તિએ તને દગો દીધો એથી તને આશ્ચર્ય થયું હતું ખરૂં ?

ન—હા. ક્રોધ, આશ્ચર્ય, નિરાશા.

પ—અને એમાં જ તેં બીજી પ્રેરણા શોધી ખરૂં ?

ન—પદ્મા, મને જવાબ દેવો છે કે હજુએ જવાબ લેવા બાકી છે ?

પ—તને જવાબ જ આપું છું. નન્દન, તને એમ પણ થયું કે એક ક્ષણ પહેલાં જ્યાં સ્નેહ સમાતો ન હતો ત્યાં આવી શુષ્કતા, આવી નફ્ફટાઇ શક્ય છે? દેખાતા ભાવભર્યા હૈયામાં આવી કઠોરતા વસતી હશે ?

ન—એ પળ તો હૃદયમાં કોતરાઇ ગઇ છે.

પ—તારી મનોમૂર્તિ એટલી કઠોર નથી. એને પણ હૈયું છે, ભાવને સમજે, સ્નેહને પારખે અને દિલને ઓળખે એવું.

ન—નવાઇ !

પ—તને નવાઇ જ લાગશે. કારણ કે એ હૈયાના વલોપાત જોવાની તને ફુરસદ નથી. કલાકાર, સુંદરતા એકલા ઉલ્લાસમાં જ નથી વસતી.

ન—હશે.

પ—હશે ? [ નાનકડા સખેદ હાસ્યથી ] હશે ? એ જ આપની પરખ.

ન—જવાબ...

પ—[ અધવચથી અટકાવીને ] જવાબ ? જવાબ મળશે. જવાબ દઇશ. આપની મનોમૂર્તિ થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થતાં હું મારી જાતને કૃતકૃત્ય માનતી, કારણ કે મેં તારામાં નિર્મળ આત્મા જોયો હતો. હું તને ચાહતી હતી.

ન—[ વિસ્ફારિત નેત્રથી ] ઓ હો!

પ—પણ ત્યાં તો કલ્પના અને બુદ્ધિનું યુદ્ધ જામ્યું અને કલ્પના હારી.

ન—એમ ?

પ—હા, તને એ ખબર છે નન્દન, કે પ્રેમ પ્રેમીઓને પાંગળા બનાવે છે ?

ન—[ ખૂબ વિસ્મયથી ] શું કહ્યું ?

પ—સમજાવું. કેવળ સ્નેહને વશ થઈ પોતાના જીવનને પ્રેમીના જીવન સાથે ઓતપ્રોત કરી દેતી સ્ત્રીની જિંદગીનો કદિ ખ્યાલ કર્યો છે ?

ન—વાહ, એ તો જીવનની ધન્યમાં ધન્ય પળ છે.

પ—એ દુનિયાનો ખ્યાલ છે. વસ્તુસ્થિતિની કારમી સચ્ચાઇને ઢાંકવા ફેલાવવામાં આવેલું એક જૂઠાણું છે.

ન—પણ પદ્મા...

પ—આકળો ન થા. થોડોક વિચાર કર. પોતાના જીવનનો બિલ્કુલ લોપ કરતી એ સ્ત્રીનો ખ્યાલ કર. એના નસીબમાં શાશ્વત એકલવાયાપણા સિવાય બીજું શું છે ?

ન—પદ્મા, એ જૂઠા વિચાર છે.

પ—ના, એ જૂઠા નથી. પ્રેમ, સ્નેહ એ તો જીવનનો હ્રાસ છે.

ન—જૂઠું, સરાસર જૂઠું. પ્રેમ એ તો જીવનનો ઉલ્લાસ છે. જીવનને ઉન્નત બનાવનાર અમૃત છે.

પ—કેવળ શબ્દછલ. ભોળાં, કુમળાં, તરંગી દિલોને પોતાના પંજામાં લઇ કચડી નાખવા પુરુષે રચેલી દંભી શબ્દરચના.

ન—એમ કેમ બને ?

પ—દુનિયાની એકે એક વસ્તુનો ઉકેલ આપણી પાસે ક્યાં મોજુદ છે, નન્દન ?

ન—તમે તમારી બુદ્ધિને અન્યાય કરી રહ્યા છો, પદ્મા.

પ—એ તારી કલ્પના છે. વિચાર કર પ્રેમનું સાફલ્ય શું?

ન—એમ કેમ બોલે છે પદ્મા?

પ—વ્યક્તિત્વનો લોપ એ જ, એટલું જ પ્રેમનું સાફલ્યને? એ જ સ્નેહની પરમ ઘડીને?

ન—પદ્મા, ખોટું તો નહીં લાગે ને?

પ—હું તો એમ માનતી હતી કે એ પળ આપણે ક્યારનીય વીતાવી દીધી હતી.

ન—કદાચ વ્યક્તિત્વની સંરક્ષામાં તેથી...

પ—હં, કહે.

ન—પદ્મા, તમે પ્રેમને નહીં સમજી શકો.

પ—કારણ?

ન—કારણ પૂછો છો? પદ્મા, પ્રેમનું ચણતર ભેદભાવના લોપ પર થાય છે. 'અહમ્'નો નાનકડો કણ પણ સ્નેહની વેલને મૂરઝાવી દે છે.

પ—કેટલું સાચું કહ્યું? હું પણ એજ કહું છું. પ્રેમ એટલે વ્યક્તિત્વનો લોપ.

ન—ના, પ્રેમ એટલે અહંભાવનાનો ધ્વંસ. જીવનને કડવું બનાવી દેતી અહંભાવનાનો નાશ.

પ—વિકૃત ભાષાપ્રયોગ.

ન—પદ્મા, આજે આમ વાંકદેખી કેમ બની છે?

પ—જ્યાં વાંક હોય ત્યાં વાંક જોવામાં ગૂન્હો તો નથીને, નન્દન?

ન—પણ, આ તો જે કુંદન શું નિર્મલ છે. ગંગા જેટલું પાવનકારી છે એમાં દોષ જુવો છો.

પ—કોણે કહ્યું કે કુંદન નિર્મલ છે? કોણે કહ્યું કે ગંગા પાવનકારી છે? કોણે કહ્યું કે પ્રેમ જીવનને ઉન્નત બનાવે છે? એ કેવળ દંભનો પરિપાક છે. કચડાતી જતી સ્ત્રીને પોકળ આશ્વાસન આપવા રચાએલો ફરેબ છે. સ્ત્રીના ભડભડ બળતા દિલને ખોટી શાતા આપવાનો કીમિયો છે.

ન—બિચારી સ્ત્રી!

પ—કેટલું સાચું! તું જ હમણાં કહેતો, તોને નન્દન, કે અનિચ્છા છતાં સત્ય બોલાઇ જવાય છે।

ન—ના, એ સાચું! નથી. સ્ત્રી બિચારી નથી.

પ—બરાબર. સ્ત્રી બિચારી નથી અને એટલેજ એ પ્રેમના દંભમાં ફસાવા ના પાડે છે.

ન—કેટલું વિચિત્ર! પણ પદ્મા, ત્હમે તો મ્હને પૂછવા આવ્યા હતાં ને કે હું લગ્ન કેમ નથી કરતો?

પ—હા. કારણ કે કલ્પનાના દુઃખે, હું તને નકામનો દુઃખી થતો જોતી હતી. શહાદતનો ખોટો ખ્યાલ મ્હારે તારા દિલમાંથી કાઢવો હતો.

ન—બધાને પોતાની તુલાએ તોલો છો?

પ—દુનિયાના જૂઠા તોલમાં ન ફસાવા એમ કરવું પડે.

ન—એટલે જ મારા સ્નેહને પણ તમે દંભ માનો છો. ખરૂં?

પ—આકળો ન થા, નન્દન. હું જાણું છું. દુનિયાના બીજા પુરુષો માટે તે દંભ ભલે રહ્યો. ત્હારે માટે તે દંભ નથી.

ન—આભાર.

પ—ખોટા વિવેકની જરૂર નથી. હું તો ત્હારી પાસે કેવળ એક જ વસ્તુ માગવા આવી છું.

નઃ—(રંગનાં કૂંડા બતાવી) આ બિખનાં હાલ્લાં?

પ—ના. એક કોલ. તું તો દિલે દરિયાવ છે.

ન—(કટાક્ષયુકત સ્મિતથી) દુનિયાની ભાંગેલી નૌકાઓને તો દરિયો પણ નથી સંઘરતો.

પ—પણ પોતાના મહાન આત્માના ગંભીરમાં ગંભીર મંથન છતાં તેના મોં પર તો સદાય સ્મિતની જ લહરી હોય છે.

ન—એટલે ?

પ—નન્દન એટલું જ માગું છું. દિલમાંથી એ વિષાદને દૂર કર. નિષ્ફળતા અને અપમાનના તરંગોને દૂર હટાવ.

ન—પછી ?

પ—પછી તારાં સ્વપ્નાં સાચા પાડ. દુનિયાના જલતો દિલને આરામ અને આશ્વાસન દે એવું સર્જન કર. આશ્રમના મૂરઝાએલા હૃદયમાં આત્મવિશ્વાસ અને સંતોષની હવા ભરી દે. કલાનો પૂજારી બની કલાનું સાર્થક્ય સાધ.

ન—પદ્મા, જીવનમાં કલાનો દગ સરખોય ન હોય ત્યાં કલાપૂજા ? ત્યાં કલાસર્જન ? બીજું ગમે તે હોય પણ કલા કલાકારના જીવનનો પરિહાસ તો ન જ થાય.

પ—ભૂલી ગયો ? તું જ કહેતો હતો ને કે કલા તો જીવનની પૂર્તિ છે ?

ન—પદ્મા, એ વિવાદમાં પડે શો લાભ ?

પ—ત્યારે એમ જ કેમ નથી કહેતો કે એ ત્હારાથી નહીં બને.

ન—જીવનમાંથી ઉત્સાહ હણાઈ ગયા પછી આશાઓ અને આકાંક્ષાઓની ભસ્મ જોયા પછી, એ વસ્તુ ન જ બને.

પ—જરા વિચાર કર. કલાકાર બન્યો છે તો કલાને પોતાના વિષાદના રંગે રંગી અપમાનિત ન કર.

ન:—એ વિચાર જૂદા છે. હું કલાની પૂજા કરૂં છું—મારા સંતોષ માટે—મારા અંતરની જલન બૂઝાવવા. એમાં બીજાંને શું ?

પ—ત્યારે તું એટલી એ વાત નહીં માને ?

ન—પદ્મા, મને માફ કરો. મારે માટે અસંભવ હોય તે ન માંગો.

પ—નન્દન, લાગણીવશ ન થા. જરા વિચાર કર.

ન—વિચાર? મારે વિચાર નથી કરવો. વિચાર સંશય છે, શંકા છે. એ ભ્રમમાં મારે નથી ફસાવું.

પ—વિચાર એ ભ્રમ છે?

ન—હા. પદ્મા દરેક વસ્તુને બુદ્ધિની સરાણે ન ચઢાવો. બુદ્ધિની કસોટીએ ચઢી હૃદય ગૂમાવવા કરતાં માણસ રહેવામાં મઝા છે—જીવનનો આનંદ છે.

પ—હશે. ભિતર્યો અમલ કોડીનો એ કેવળ સાંભળેલી વાત હતી. (એક ઊંડા નિશ્વાસ સાથે) આજ પ્રત્યક્ષ થઈ. (ઊઠવાનું કરે છે)

ન—(બહાવરો બની) એમ ન બોલોઃ પદ્મા, એમ ન બોલો (બે હાથમાં માથું ઝૂકાવી દે છે.)

પ—(સ્વસ્થ બની) હા. બોલે શું લાભ? હશે! (ઊભી થાય છે. 'પ્રેરણાની વફાદારી' પર નજર જતાં) પ્રેરણાની વફાદારી, હં! (લાંબો નિશ્વાસ ખેંચતા શતદલ પર નજર નાંખી) ભદ્ર પુરુષ, આનું નામ શું રાખ્યું છે?

શતદલ આવા સવાલથી ટેવાએલો ન હોય એમ બેબાકળો માથું ધૂણાવે છે. નન્દન તંદ્રામાંથી જાગૃત થતો હોય એમ ઊંચું જુવે છે.

પઃ—હું પૂછું છું આનું નામ શું રાખ્યું છે? 'જે પ્રેરણા પાય'?

આછકલું હસે છે

ન—(બેધ્યાન) શતદલ.

પ—શતદલ! સો સો પાંખડી!

ન—હા. (નિશ્વાસ સાથે) સો સો પાંખડી! સો સો જીવન! સો સો આનંદ! પણ એક હૃદય નહીં.

પ—કોને કહે છે?

ન—શતદલને.

પ—(મર્મ પામતાં) શતદલને? પદ્માને? (ગણગણતાં) નન્દી!

☆

## કુંજલોલા

શેઠ ગિરધરદાસનું પોળમાં બંગલો ગણાતું ઘર. સવારનો દસ.

રંગમંચની મધ્યમાં હીંચકો છે. પિત્તળની સાંકળે ઝૂલતા લાલ વાદળી લાદીની પીઠવાળા હીંચકાની ડાબી બાજુએ મોટી પાટ છે. બાબા-બેબીનાં રમકડાં, જૂનાં છાપાં, નવાં અને જૂનાં ઉપાન, રદ-બાતલ ચાહ: ગૃહજીવનની ઘટમાળના આ અને આવા અનેક મણકા સાધકની સ્થિતપ્રજ્ઞાથી પાટ નીચે સંસાર રચે છે.

હીંચકાની પાછળ ચોક છે. જમણી બાજુએ ઉપર જવાનો દાદર અને પડખે પાણીઆરૂં છે.

તારા પાટ પર બેઠી બેઠી નાની બેબીને ખોળામાં રમાડે છે. વર્ષની ગણત્રીએ જુવાન તારા નિસ્તેજ છે. એની ફિક્કી મુખમુદ્રા પરથી કોકવારની એની ગુલાબીનો ખ્યાલ કરવો દુઃખકર છે.

ભાગીરથી હીંચકે બેઠી છે. રેણુકા પાટ અને હીંચકાની વચ્ચે સંકોચાઈને ઊભી છે.

રેણુકા—બા...

ભાગીરથી—તારાબહેન, તમારા જેવાં ભણેલાં ગણેલાં બહેન આમ કરે ?

તારા—રણુ, બહેનનો પગાર આપી દીધો ?

રેણુકા—પણ બા...

ભાગીરથી—તારાબહેન, મને પગારની નથી પડી. તમારું આપ્યું ઘણું ય છે. પણ હું તો બીજું કહેતી હતી.

તારા—હા...

ભાગીરથી—તમે રેણુકાનો અભ્યાસ છોડાવી દો છો એ ઠીક નથી કરતા.

તારા—કેમ વારૂ ?

ભાગીરથી—આજનો જમાનો તો જાણોછોને બ્હેન! ભણેલું નહીં હોય એનો ધડો કોઈ ઠેકાણે નહીં થાય.

તારા—[ફિક્કા સ્મિતથી] ભણેલાનો પણ ક્યાં થાય છે!

ભાગીરથી—તો ય ફેર પડે.

તારા—હા ફેર જરુર પડે–પણ તે આળપંપાળ વધારવામાં.

ભાગીરથી—એ તો એમ લાગે, પણ બ્હેન ભણતરનો તો...

તારા—[અધવચ્ચેથી અટકાવી] રણુ, આ બેબીને જરા જરા સૂવાડી દેને.

રેણુકા ઉતરેલે ચહેરે બેબીને લઈ ઉપર જાય છે.

ભાગીરથી—તારાબ્હેન, રણુનું મન ખૂબ દૂભાય છે.

તારા—બાળક છે, બ્હેન, એને શી ખબર!

ભાગીરથી—શેની શી ખબર ?

તારા—[ નાનકડા નિસાસા સાથે ] કે એને ભણતરની જરુર નથી.

રેણુકા—[નેપથ્યે] સોનાની સાંકળીઓ સુંદર
રેશમની છે દોરી! હાલા...હાલા...

ભાગીરથી—[ચમકીને] ભણતરની જરુર નથી! ભણતર વિના એને શું આવડશે ?

રેણુકા—[નેપથ્યે] ચાર ખૂણે ચંદરવા ટાંક્યા
વચ્ચે સૂરજની જોડી–અળોલોલો

તારા—[ પ્રભાતની ચાંદની જેવા ઉત્સાહહીણા સ્મિતથી ] આ. આ તો આવડશે ને ?

ભાગીરથી—હાલરડાં ? [એની નવાઇનો પાર નથી ]

તારા—[મીઠાશથી] ભાગીરથીબ્હેન ત્હમને આવડે છે ?

ભાગીરથી—મ્હને ? તારાબ્હેન...[નવાઈ અને ગૂસ્સાનું અનેરું મિશ્રણુ એને આગળ બોલતાં અટકાવે છે ]

તારા—[સલુકાઈથી] ત્હમને ખોટું લાગ્યું ?

ભાગીરથી—[સભ્યતાની ટોચે બેસતાં] ના, ના, ખોટું તો નહીં.

તારા—એટલી હું નસીબદાર.

રેણુકા—[નેપથ્યે] મોર ચકલીઓ પૂતળીઓ ને
ઝૂમખડાં સોનાનાં, હાલા હાલા.

ભાગીરથી—આ તો રણુને જોઇ મારું દિલ દાઝે છે. મારા વર્ગમાં તો એ હંમેશાં પહેલી રહેતી.

તારા—તો તો એનો અભ્યાસ આજ પહેલાં છોડાવવો જોઇતો હતો.

રેણુકા—[નેપથ્યે] રુમઝુમ રુમઝુમ બાજી રહ્યા
મ્હારા લાલ રહોને છાના—અળોલોલો.

ભાગીરથી—[ વ્યવહારુ ] હશે બ્હેન, ધણીને ગમ્યું તે ઢાંકણીમાં ! જય જય [જાય છે]

તારા—જય જય. ધણીને ગમ્યું તે ઢાંકણીમાં...

રેણુકા—[નેપથ્યે] ભીડ થઈ જશોદાને મંદિર
જોવા છેલછબીલા—હાલા હાલા.

તારા—[એની ધૂનમાં] અને, અને સ્રીને ગમ્યું તે ?

રેણુકા—[નેપથ્યે] પગ તળીએ પીલાઇ ગયા
પ્રેમીજન ભગતીવાળા—અળોલોલો

તારા—એના મનમાં ?

આવેલો-મળેલો જવાબ એને ગોઠતો નથી. પાટની કિનાર પકડી, નીચી મૂંડીએ સૂનમૂન બેસી રહે છે.

રેણુકા—[નેપથ્યે] ત્હારે હીંચકા જ ખાવા છે? ઊંઘી જાને! જો ભાઈ મારો! ડાહ્યો, હાલા, હાલા.

તારા—હાલાં! કોને? ખમાવણાં! કોને કામનાં?

નિસાસો મૂકી ઊઠે છે અને ઘરમાં જાય છે. મંચ બે પળ ખાલી રહે છે. નેપથ્યમાં રેણુકાનું હાલરડું અને ઘોડીઆની દોરીનો મીઠો રણકાર સંભળાય છે.

રેણુકા : [નેપથ્યે] હાં હીંચોળું ને હાં હાં કરું, તમે પોઢોને;
ઘડી ભર તો જંપી જાઓ, વીરા તમે પોઢોને!
હાં હીંચોળું ને હાં હાં કરું, તમે પોઢોને
મારે ઘરમાં ઝાઝું કામ, વીરા તમે પોઢોને!

શેઠ ગિરધરદાસ અને એમના મુનીમ દાખલ થાય છે. અમદાવાદને પચી ગએલા આવાં જોડકાઓનું વર્ણન કરવામાં એમને અન્યાય છે.

ગિરધરલાલ : એજ. કામ ને કામ. જરા જંપ વાળીને બેસવા જ ન દે. [ પાઘડી અને ખેસ ઊતારે છે ]

મુનીમ : પણ સાહેબ આ જરા જરુરી છે.

ગિરધરલાલ : શું જરુરી? જરા બૈરી છોકરાં ભેગાએ થવા દેશે કે નહિ લોક? [ હીંચકે બેસે છે. પાઘડી ખેસ પાસે મૂકે છે. ]

મુનીમ : સાહેબ આ તો પેલા અચરતલાલ શેઠવાળી વાત.

ગિરધરલાલ : [ઉત્સાહમાં] હા, શું થયું પછી એનું?

મુનીમ : અચરતલાલ શેઠને ખાસ વાંધો નથી. પણ...

ગિરધરલાલ—પણ? પણ શું?

રેણુકા—[નેપથ્યે] હાં હીંચોળું ને હાં હાં કરું, તમે પોઢોને,
મારે દો'વી છે ટીલડી ગાય, વીરા તમે પોઢોને.

મુનીમ—પણ, તો કાંઈ નહિ. શેઠાણીને જરા વાંધો છે.

ગિરધરલાલ—શેઠાણીને વળી શું વાંધો નડયો !

મુનીમ—બીજું શું સાહેબ ? બૈરાંબુદ્ધિ. મારું મારું વા વા અને બાકી બધું છી છી.

ગિરધરલાલ—કાંઇ નામ તો પાડતાં હશે ને !

મુનીમ—નામ શું ?

ગિરધરલાલ—[જરા મોટા ઘાંટે] શું છોકરી ખોટી છે ? ઘર ખોટું છે ? માણુસ ખોટાં છે ? વાત અચકે છે કયાં આગળ ?

મુનીમ—અભિમાની, સાહેબ. બીજું શું ? નાક તો ફૂંગરાય છે, તે જાણે, છે તે હાથીના હાથી ચાલ્યા જશે.

ગિરધરલાલ—તમે ય મગનું નામ મરી બોલતા નથી તો !

મુનીમ—ના રે સાહેબ, એવું તે કાંઇ હોય ?

ગિરધરલાલ—એવું બેવું કાંઇ નહિ. એમને વિવાહ કરવો જ પડશે.

મુનીમ—જરુર કરશે સાહેબ, નહિ કરે તો જશે કયાં ?

ગિરધરલાલ—હા, નહિ કરે તો જશે કયાં ?

રેણુકા દાખલ થાય છે.

ગિરધરલાલ—રણુ ?

રેણુકા ચૂપચૂપ પાઘડી ખેસ ઉપાડવા માંડે છે.

ગિરધરલાલ—ઓ હો આજે તો કાંક ખૂબ જ વિવેક ી ગયો દેખુંને ! લુચ્ચી. પારકી વાતો સાંભળે છે ? [મુનીમને] જાયુ ને ? આજનાં છોકરાંની હોંશિયારી ભારે ભાઈ,

રેણુકા—ના બાપાજી, મેં તમારી વાત નથી સાંભળી.

ગિરધરલાલ—[હસી પડી] કેમ હું નો'તો કે'તો ? રતન છે રતન. [ કોટ કાઢે છે. ]

મુનીમ—સંસ્કાર છે, સાહેબ.

ગિરધરલાલ—જુગતે જોડી મળશે.

રેણુકા પાછી ખેસ અને કોટ લઈ અંદર જાય છે.

ગિરધરલાલ—અને મુનીમજી, અમરતલાલ શેઠને કહેજો કામકાજ હોય તો આપણે બીજે જ ને! વેવાઈનું કામ કરવું એમાં ક્યાં કોઈના પર ઉપકાર કરવાનો છે!

રેણુકા પાછી આવે છે.

ગિરધરલાલ—ત્યારે ઊપડો.

મુનીમ—વારુ. [જાય છે.]

રેણુકા—બાપાજી.

ગિરધરલાલ—બસ, ઘેર આવ્યા એટલે થઈ ગયું શરૂ: આ લાવો ને તે લાવો.

રેણુકા—બાપાજી, હું કંઈ લાવવાનું નથી કહેતી.

ગિરધરલાલ—મને ખબર છે તારા પરાક્રમણિયાં. એ તો ઠીક છે કે આ ઘરમાં પોસાય છે. બીજે ભારે પડી જાય, સમજીને રહે.

રેણુકા—પણ...

ગિરધરલાલ—ત્યારે છે શું? આમ રોતા જેવી કેમ થઈ ગઈ છે?

રેણુકા—બાએ કહ્યું, નિશાળે નથી જવાનું.

ગિરધરલાલ—[ચમકીને] નિશાળે નથી જવાનું?

રેણુકા—હા, કહે છે કે મારો અભ્યાસ પૂરો થઈ ગયો છે.

ગિરધરલાલ—અભ્યાસ પૂરો થઈ ગયો? ગાંડી થઈ ગઈ છે તારી બા તો. તું ભણીશ નહિ તો પછી કરીશ શું? અમરત...

રેણુકા—તે બાપાજી તમે બાને કહોને. મારે તો ભણવું છે.

ગિરધરલાલ--અને આપણે તને ભણાવવી છે. ભલે ને તારી બા ના પાડે. એને ભણતાં કોઇએ રોકી'તી ?

તારા આવે છે

રેણુકા--[ધીમા અવાજે] બાપાજી, બા આવી.

તારા—બેબી ઊંઘી ગઈ રણુ ?

રેણુકા—હા.

ગિરધરલાલ—કેમ આજે કાંઇ મા દીકરી ચડભડી ઊઠયા છો ? આ રણુ કહે છે એની નિશાળ છોડાવી દીધી ?

તારા—હા.

ગિરધરલાલ—હા ! અરે ભણશે નહિ તો પછી કરશે શું ?

તારા—ભણીને જે કરવાની છે તે જ. જા રણુ બેબી પાસે બેસ.

મોં ચઢાવી રણૂ જાય છે.

ગિરધરલાલ—[ એને જતી જોઇ ] બચ્ચારી છોકરી !

તારા—હું પણ એજ કહું છું બિચારી છોકરી !

પાટ પર બેસે છે

ગિરધરલાલ—પણ આનું કારણ શું છે ?

તારા—કારણ શું હોય ? જે ચીજની જરુર ન હોય એનો વહેપાર તો કોઇ શાણો વહેપારી ન કરે.

ગિરધરલાલ—પણ ભણ્યા વિના એનું થશે શું ! આજના છોકરા તો ભણેલી છોકરીઓ જ માગે છે તેનું શું ? અચરતલાલ...

તારા—એટલે જ એને ન ભણવું જોઇએ.

ગિરધરલાલ—તું શું બોલે છે ! તું તેની મા છે કે દીકરીની વેરવાઇ ?

તારા—દયા અને મમતા પણ સમયે સમયે જુદા સ્વાંગ સજે છે. સાચો સ્નેહ પણ કોકવાર અતિદ્વેષનું રૂપ લે છે.

ગિરધરલાલ—પણ છોકરીનું ભાવી બગાડવાનો તને શો હક્ક છે? તું ભણી તે કોઇએ અટકાવી'તી તને?

તારા—આજે એ ભણતર આશીર્વાદ નહીં, પણ શાપ હતો એ સમજી છું માટે જ એનું ભણતર અટકાવું છું.

ગિરધરલાલ—ભણતર! અને તે શાપ? આજે ભાન તો ઠેકાણે છે ને?

તારા—મ્હારું ભાન તો ક્યારનુંય જતું રહ્યું છે. વિસ્મૃતિની નિંદ! હા, સ્વપ્નનો અત્યાચાર સહન કરવા પણ ઊંઘ જ જોઇએ.

ગિરધરલાલ—તું કાંક સમજણ પડે એવું બોલીશ?

તારા—એય એક નવાઈ નથી કે તહમે મ્હને સમજવા પ્રયત્ન કરો!

ગિરધરલાલ—ઓહો ત્યારે વાત એમ છે? કહો. તમેય કહી નાખો. આપણે તો સાંભળવા જ સર્જાયા લાગીએ છીએ.

તારા—કાને શબ્દ તો ઘણા અથડાય છે.

ગિરધરલાલ—આજે ત્હને... ત્હમને થયું છે શું? સાવ બદલાએલાં લાગો છો ત્હમે.

તારા—[ ઉદાસીનસ્મિત સાથે ] હા. હું બદલાએલી જ લાગીશ, કારણ આજ લગી તમે મને અંધારામાં જ જોઈ છે.

ગિરધરલાલ—એટલે?

તારા—એટલે? એટલે એ જ કે તમારે મન હું માત્ર સ્ત્રી રહી છું.

ગિરધરલાલ—શું કહ્યું?

તારા—સ્ત્રી ! ઇન્કમટેક્સમાં ઘટાડો કરવા માટે ભાગીદારો પૂરા પાડવાનું અને ઘર ચાલતું રાખવાનું એક સાધન માત્ર.

ગિરધરલાલ—આટલે વર્ષે આજ આ શી વેળ ચઢી આવી છે !

તારા—એ વેળ આ રણુને ન વળગે, માટે જ હું એનો અભ્યાસ છોડાવી દઉં છું. ઊંઘમાં ય હું એને હસતી જ જોઉં છું. જિંદગીમાં એને રોતી હું કયમ કરીને જોઉં ?

ગિરધરલાલ—તમને કાંક અસંતોષ લાગે છે !

તારા—હા. ભારે અસંતોષ. સ્વપ્ન પીંખાઇ ગયાનો.

ગિરધરલાલ—સ્વપ્ન ! સ્વપ્ન કેવાં ?

તારા—સુંદર, સ્વચ્છ જીવનના આનંદનાં. ભણતરે દીધેલાં. આગલો જમાનો દયાળુ હતો. દીકરીને કેવળ દૂધપીતી જ કરતો: આજની જેમ ભણતરપીતી કે સ્વપ્નપીતી નહિ.

ગિરધરલાલ—ભણતર તે જીવનને ઉજાળે કે...

તારા—[અધવચ્ચેથી] સૂરજ સામે જોવાથી આંખ અંધારે ભરાય છે: છેતરપીંડીમાં ભલે એને તેજ અંજાયું કહેવામાં આવે.

ગિરધરલાલ—[ વ્યંગમાં બોલવાના પ્રયત્નમાં ] પણ ત્હમારી આંખ તે એવા કયા અંધારે ભરાઇ ગઇ ? [કટાક્ષની અવધિ કરી નાખતા હોય એમ] ભણતરથી ?

તારા—સારું થયું કે મ્હારે ન કહેવું પડ્યું. એ ભણતરે અમને જીવનનાં સ્વપ્ન આપ્યાં. અને જીવને એ સ્વપ્ન ધૂળ ભેળાં કર્યાં. [ એક અડધી પળની શાન્તિ બાદ, રૂક્ષ અવાજે ] કારણ કે અમે સ્ત્રી છીએ. અમારાં સ્વપ્ન પણ પરાધીન છે. ખૂબ ઉજળી વીજળી પણ કાળાં કાળા વાદળાંનું ઓઠું શોધે છે.

ગિરધરલાલ—વીજળી તો ખરી ! પણ હશે, એ વાત જવા દો. ત્હમને કદાચ કોક કડવો મીઠો અનુભવ... [ અસર જોવા

અટકે છે. તારા મૂંગી છે ] પણ તેમાં રણુને શું ? આપણે છીએ. અચરતલાલ શેઠ છે. જનકલાલ તો હજુ મેટ્રિકમાં છે. [ પોતાને અભિનંદન આપતા હોય તેમ ] આંખ ઠરી જાય એવો છોકરો છે. [પળવારની શાંતિ બાદ] અને આજ અચરતલાલ શેઠ જાણે કે તમે રણુનો અભ્યાસ છોડાવી દીધો છે તો એ વિવાહ કબુલ રાખે કે ! [અનુભવનવનીત તારવતાં] આજનાં છોકરા...

તારા—છોકરા ? હું પણ એજ કહેતી હતી. છોકરા માગે છે ઢિંગલી. રૂડી રૂપાળી અને હવે ભણેલી. એમના પુરુષદિલે કદી જોયું છે કે એ ઢિંગલીને પણ હૈયું છે ? એ ઢિંગલીને પણ એમના મનમાં ઉગે છે એવા કોડ છે ? [ નાનકડો નિસાસો નાખી ] પણ શા માટે આ બધું ? અને, તહમને કહો લાભ પણ શું ?

ગિરધરલાલ—હાસ્તો ' તું... તહમે કહો એ બધું અમારી ધ્યાનમાં ઓછું જ ઊતરવાનું છે ? તું રહી ભણેલી, ગણેલી અને અમે તો રહ્યા મહાજનીઆ [તીક્ષ્ણ વ્યંગમાં] ખરું ને !

તારા—[ નિસ્તેજ સ્મિત સાથે ] સાચું કહ્યું. અને રણુ એવું જ ન સમજાય એવું, ધ્યાનમાં ન ઊતરે એવું, ભણેલું, ગણેલું, બોલતી ન થાય એ માટે જ હું એનો અભ્યાસ છોડાવું છું. [સ્મૃતિની પગથીએ ચાલતી હોય તેમ] નાની હતી અને મોસાળ જતી ત્યારે મામા ખેતરમાં ફરવા લઇ જતા. હળથી ચીરાતી જતી ધરતીને હું ટગર ટગર જોઈ રહેતી. ધરતીને એને થતા જખમનું ભાન નહતું. મારી રણુને હું એ ધરતી જેવી બનાવવા માગું છું. એને થનારા જખમનું નિવારણ તો હું કેમ કરીને કરૂં ? પણ એ જખમનું દુઃખ ન થાય, એનું ભાન એના દિલને ડંખ ન દીધા કરે એટલું જ હું કરી શકું. અને એ જ હું કરૂં છું. [ થોડીવાર બાદ] પુરુષ પોતાનો સ્વભાવ ન બદલે ત્યાં લગી સ્ત્રીએ એમ જ કરવું રહ્યું.

ગિરધરલાલ—જુવો, હું આ બધું ભાષણ સમજતો નથી. હું તો એક વાત જોઉં છું અને અનુભવથી માનું છું. કાલે ત્હમારો નવો જમાનો ગમે તે કરે. અત્યારે તો માબાપનું કામ એક જ છે. દીકરીને પરણાવવા જોગ બનાવવી. [ ફોડ પાડતા હોય એમ. ] છોકરાને ગમે તેવી, ચાલાક, ચબરાક, ભણેલી ગણેલી, ફેશનેબલ [શબ્દના ઉપયોગ માટે આત્મસંતોષ બતાવતાં] હી, હી.

તારા—ત્હમારી વાત સાચી હોય તોપણ, મારી દીકરીને હું એવું બળતું અને બાળતું જીવન નથી ગુજારવા દેવાની. [કંપતા અવાજે] ઘરમાં એકે એવું જીવન જોયું. અને જાણ્યું એટલું પૂરતું છે.

ગિરધરલાલ—એકે ? કોણે ? ત્હમે ?

તારા—હા. મ્હેં.

ગિરધરલાલ—તે...તે... ત્હમને શું દુઃખ પડ્યું ? એં ! આજ તો કોક અજબ વાત માંડી છે ? [ટાઢાશથી] ચોપડી વાંચી કે ફિલમ જોઇ ?

તારા—કશુંએ નહિ. ખાલી મનના આરસામાં જોયું.

ગિરધરલાલ—હા...આ...આ. શું જોયું ત્યાં ?

તારા—જાણવું છે મેં શું જોયું તે ?

ગિરધરલાલ—બેઠા છીએ અને ત્હમે વાતે ચઢયા છો ત્યારે જાણી લઇએ.

તારા—[એટલી જ ટાઢાશથી] હા, જિંદગીમાં એક વાર તો એ જાણી લીધું એ સારૂં. બીજાના અનુભવે આપણે વ્યવહારુ ના બનીએ તો વહેપારી શાના ? [પૂરા ડંખથી] ખરું ને ?

ગિરધરલાલ—[સ્વસ્થતા સાચવવાના પ્રયત્નમાં] હા, એય ખરું.

તારા—મનના આરસામાં મેં જોઇ એક છોકરી. ભણતર

આપ્યાં સ્વપ્નાં રચતી. ભીંતોની આરપાર કોક તારલિયા મઢ્યો પરી-દેશ જોતી. જીવનને જાણવા અને માણવાની તાલાવેલીથી થનગનતી. એક સવારે એણે જાણ્યું એનાં લગ્ન થવાનાં છે. એના આનંદે તો માઝા મૂકી. ઘરનાં બધાં એની મજાક કરે છે છતાં એને પ્રફુલ્લ જોઈ ધન્યતા અનુભવે છે. મનમાં આશા અને અભિલાષાની મીઠી ગાંઠ વાળી એ પોતાને ઘેર આવી. અને એણે કદી પણ કલ્પ્યું નહતું, એવા હવાઈ તરંગ અને નક્કર હકીકતના મહાયુદ્ધમાં એ અટવાઈ. વાસ્તવિકતાને તરંગે ડંખ આપ્યો. એના ભણતરે એના મનની નવી દુનિયા વસાવી હતી.

ગિરધરલાલ : આ બધું તો કોક વાત જેવું લાગે છે.

તારા : બનવાજોગ છે. પાત્રને મોંએ જ એની વાત સાંભળવાનો સંતોષ કદાચ હજુ લગી નહિ મળ્યો હોય ત્હમને!

ગિરધરલાલ : પણ ત્હમે વાત અધૂરી ન મૂકતા.

તારા : વાત! હા. પણ વાત શા માટે અધૂરી મૂકું? અને એને અધૂરી મૂકનાર હું કોણ? હાં. પેલી છોકરીની વાતને! ઘડીએ ઘડીએ એને વીંછીના ડંખની વેદનાથી યાદ અપાતી, જેમાં એને જીવવાનું છે એ દુનિયાની. વ્યવહારના ભાર નીચે એ ચગદાઈ. માથે એ કાંસકી ફેરવતી અને ટૂંકડા, પાકટ, બરડ વાળનાં ગૂંચળાનાં ગૂંચળાં એમાં ભરાતાં—અવાવરા ઘરમાં કોક ઝાડુ ફેરવે અને જુગજુગનાં જાળાં બાવાં ભેળાં થાય એવી રીતે. [નિસાસો નાખે છે] પણ આ વાત ત્હમને કીધે શો ફાયદો? કદાચ મળે એ સહાનુભૂતિને પણ આજે હું શું કરી શકું? જીવન ધૂળમાં મળ્યું કે જુવાની ગઈ એનો મ્હને શોક નથી. દરેકે જાણવું જોઈએ એમ હું પણ જાણતી હતી કે એ જવાનાં છે. પણ હું ન'તી જાણતી કે એ સાથે સ્વપ્નાંને ભસ્મ કરતાં જશે. મ્હને શોક છે એ સ્વપ્નાંનો. સ્વપ્નાંની ખાખ! દિલે ચોળી જીવવાનો ત્રાસ અસહ્ય છે.

ગિરધરલાલ : ખરી વાત કહું? ખોટું તો નહિ લાગે ને?

તારા : ખોટું લગાડવાની શક્તિ પણ મ્હેં ક્યારની ગૂમાવી છે.

ગિરધરલાલ : તો આ બધા તો મનના ખુટ્ટા છે. પેલાં ચોપડીઓમાં શબ્દોનાં જાળાં વણનારાંને કામનાં. આ ખાતર કાંઇ દીકરીનું ભવિષ્ય ન બગાડાય; સમજ્યાંને?

તારા : હું પણ એ જ કહું છું. દીકરીનું ભવિષ્ય ન બગાડાય અને માટે જ દીકરીને વધુ ન ભણાવાય. જ્યાં લગી પુરુષનું દિલ ન પલટાય ત્યાં લગી...[મનનો મણકો ફેરવતી હોય તેમ] દીવાનું જેટલું તેજ એટલું જ દીવા નીચે અંધારું.

ગિરધરલાલ : જુવો, આ ઝીણાઝીણી મ્હને નથી ગમતી, અને કદાચ ગમતી હોય તોય એ માટે મ્હારી પાસે વખત નથી. રણુએ ભણવાનું છે. જનકલાલ ભણે એ કરતાં થોડું ઓછું; પાછું એમને માઠું ન લાગવું જોઈએ. [વ્યવહારમાં ઢળી પડતાં] અને ત્હમે એ ખ્યાલ તો કરો...

તારા : શા શા ખ્યાલ કરું? ખ્યાલ કરવાની આદતનાં તો આજે આ પરિણામ ભોગવવાં પડે છે.

ગિરધરલાલ : ત્યારે ત્હમને મંજૂર છે ને? [મુદિતમને] હું જાણતો જ હતો, પોતાના પેટનું હિત ન સમજે એવી મા જોઇ છે કદી, હેં! [હીંચકેથી ઊભા થાય છે] આપણે તો છોકરાંનું હિત જ જોવાનું ને. રણુ...ઓ રણુ...[રણુ દોડતી આવે છે] જો, ત્હારી બાને મેં સમજાવી દીધી છે હોં, અને આપણે તો ભણે રાખવાનું, હાં બેટા. [રણુ ગિરધરલાલને બાઝી પડે છે. ગિરધરલાલ ધીમા સ્વરે એને શિખામણ દેતા હોય એમ] અને ત્હારી બાને જરા મનાવી લેજે હોં! ત્હારા જેવી બા તો કોઇની નથી! [આડી નજરે તારા સામું જોઈ લે છે. તારાની નજર રણુ પર છે છતાંય એ ક્યાંક દૂર દૂર

જોઈ રહેતી હોય એવી જણાય છે. ગિરધરલાલ રણુને તારા પાસે આછો ધક્કો મારી મોકલે છે અને પોતે દાદરો ચઢતા જાય છે. પગથીઆં ચઢતાં] બાપો ઊંચી ગયો? કોઈનો ટેલીફોન હતો? બજારે લાકડા જેવો થયો છે તો!

રણુ : [તારા પાસે આવી] બા! [તારાને ઢંઢોળે છે] બા, બોલને! મ્હારો કાંઇ વાંક છે?

તારા : [રણુને પોતાની પાસે લે છે. રણુ તારાના ખોળામાં માથું ઢાળી તારાની આંખોએ ટીકી રહે છે.] રણુ, ત્હારો શો વાંક ગણાવું? [રણુને માથે હાથ ફેરવતાં] દીકરીની માની નિરાધારીને તું મનમાં ન આણતી. પણ વર્ષો પછી તું ય જ્યારે...[એનાથી આગળ બોલાતું નથી. શબ્દોને ડુસ્કાં ખાઇ જાય છે. આંખમાંથી આંસુ ટપકીને રણુના મોં પર પડે છે.]

રણુ : બા, બા, તું રુવે છે? મ્હારી બા. [એના સામું જોઇ રહે છે]

તારા : [સ્વસ્થ થવાના દેખીતા પ્રયત્નથી] રણુ, પેલા તારા છે ને આકાશમાં, એમણે માણસનો કદીએ ઉપકાર નથી માન્યો-કેટકેટલું ન જોવા ન જાણવા જેવું, જોવા જાણવામાંથી એનું છાપરું એમને ઉગારી દે છે! નગુણા છે એ રણુ, નગુણા!...

મા દીકરી આંખમાં આંખ પરોવી બેઠા છે. બધે મૌન છે. પડદો ધીરેથી પડવા માંડે છે. ઉપર મેડે બાપો રુવે છે. પડદો પડે છે



# અંધારપટ

પટ ઊઘડે તે પહેલાંથી હવાઈ હૂમલાની આગાહી દેતી સીસોટીઓનો તીણો અવાજ વાતાવરણને લરી દે છે. એની સાથેસાથ જ ખૂબ ઊંચેથી ધીરેધીરે નીચે આવતા બૉમ્બરોનો ઘૂંટાએલો યાંત્રિક નાદ ઘેરો અને ઘેરો બનતો જાય છે. શહેરના તમામ દીવા બંધ છે. અંધારાનું ઘેરું આવરણ માત્ર આકાશ ભેદતી શોધબત્તીની સીધી બરૂની કલમ જેવી તેજધારાથી આકસ્મિક ચીરાય છે અને એથી તો અંધારાની ભયંકરતાને ઠારી દેતું કદરૂપાપણું શતધા વધી પડે છે. અંધારાના અર્ણવોને આગીઆ ક્યાં હરાવી શકવાના હતા ?

આખા નાટકની આ પશ્ચાદ્‌ભૂમિકા છે. બધાં જ દ્રશ્યો અંધારામાં ભજવાય છે.

## ચિત્ર ૧ લું :

એક અવાજઃ અંધારું ! અંધારું ? પ્રકાશનું એક જ કિરણ, કેવળ એક જ કિરણ, જરૂરી છે ત્યારે જ અંધારું ! હં ! અંધારું !

એક પળ પછી

અને તે પણ આજે જ ! આજઘડીએ ! કાલથી ભલેને સાતે સમુદ્રનાં પાણીને મસી બનાવી દે એટલો અંધકાર ઉભરાય, એમાં મ્હારે શું ? કાલથી ક્યાં હું મ્હારો રહેવાનો છું ? મ્હારી જાત પણ મ્હારી નથી રહેવાની. હુકમસર ચાલવાનું. હુકમસર દોડવાનું. હુકમસર ગોળી ઝીલવાની. હા. છાતી પર કે પીઠપર તેનો ય હુકમ. કોક ઠેકાણે જંગલમાં જમીનના તસુ કે બે તસુ માટે જાન દેવાનો. હં.

એક પળ પછી

રોજના જેવું જ પ્રભાત તો હશેને! તારાગણ ઉગતી ઉષાના અજવાળામાં ડૂબકી મારી આખી રાતભર ઝમકવાની સામગ્રી એકઠી કરતાં હશે! અને પેલી આછી પાતળી લાલિમા! ગાડરાનાં ટોળાં જેવી વાદળાંની બિછાત! અને ત્યાં તો પેલો કસુંબલ ગોળો ડોકાય! બ્હેનને ચીડવવાની કેવી મઝા આવતી! સીવતી હોય, સોય વાગે ને લાલ લાલ લોહીની એક નાનકડી ટીપકી આંગળીએ ઝબકે. 'બા બા, બ્હેનની આંગળીએ સૂરજ ઉગ્યો.' હું કહું. બા હસે અને બ્હેન ખીજાય! 'અમારી આંગળીએ તો સૂરજ ઉગે છે ને ભાઈની આંગળીએ?' હું કહું: નખ.

એક પળ બાદ

મૃત્યુ! મૃત્યુનો ડર શા માટે? અનિવાર્યની ભીતિ શી? અને આમે જીવનદોરી ટકાવી રાખવાનો મ્હારો પ્રયત્ન ક્યાં સફળ થવાનો હતો? એ તો બધું ય કિસ્મતને હાથ. જીવન, મરણ: મરણ, જીવન બધું ય. જીવન! કેવો લલચાવનારો, દગો દેનારો શબ્દ છે? શું જીવન છે અમારૂં? શા માટે જીવવાનું રહ્યું છે? ગઈ કાલ માટે પશ્ચાત્તાપ, આજ માટે નિરાશા અને આવતી કાલ માટે ભય. આ અમારૂં જીવન. આનંદ નથી, ઉત્સાહ નથી, ઉમંગ નથી. અને જીવનને ટકાવી પણ શાને માટે રાખવું? કોક નિર્ધારિત પળે પ્રાણ વિસર્જન કરી શકાય એ માટે જ જીવન ધારી રાખવું? અને એ પળનો નિરધાર પણ કોક મહાજન અમારે સારુ કરે છે!

એક પળ બાદ

દેશને માટે! આદમી માત્રની આઝાદી માટે! સંસ્કારિતા માટે! સમાનતા માટે! બંધુતા માટે! હા. શબ્દકોષમાં સારા સુંદર સોહામણા શબ્દોની ક્યાં ખોટ છે? અને ખોટ હોય તો નવા શબ્દો યોજી શકવાની માનવીની શક્તિ ક્યાં ખોરવાઈ ગઈ છે! દેશ!

આઝાદી! બંધુતા! કોક અકસ્માતથી નકશે દોરેલી લીટીની એક બાજુએ જન્મ્યો એટલે એને મ્હારા ઉપર અધિકાર મળ્યો. મ્હારું મરણ પણ એ જ નક્કી કરે! હું કેમ જીવું છું એની ભાળ મેળવી છે કદી એણે? ભૂખનું દુઃખ મ્હને સંતાપે છે એની ખબર રાખી છે એણે? ટાઢ તાપ મ્હારા માત્ર ગાળી નાખે છે એ જોવાની તસ્દી લીધી છે એણે? તક જેવી વસ્તુને માટે જીંદગીનાં સુંદર વર્ષો એળે જાય છે એ જોયું છે એણે? અને આઝાદી! કોની આઝાદી? કોને આઝાદી? આઝાદી મળી છે ભૂખને અમને દમવાની. આઝાદી મળી છે રોગને અમને ભરખી જવાની. આઝાદી મળી છે...

પણ એમાં ઉશ્કેરાવું શા માટે? એવા લાગણીવેડાથી શું સરવાનું હતું? કહી નાખ્યાના સંતોષમાં સધાવાનું ય શું હતું? શબ્દો જૂઠા છે? ભલે રહ્યા. વિચારો ભ્રામક છે? છો રહ્યા એ ભ્રામક.

એક પળ બાદ

પણ ત્યારે શું માણસે આમ રીબાયા જ કરવું? આંગળીએ ઊંચી કર્યા વિના થોડાક માથાભારે માણસોની ધૂનમાં રહેંસાઇ જવું? મૂઠીભર માણસોના શોખ અને સંતોષ ખાતર ફના થઇ જવું?

મૂર્ખાઇ! જીવનમાં જે કરીએ છીએ તે મૃત્યુમાં કરતાં આટલો કકળાટ કેમ? અને તે પણ આજે? આ ઘડીએ? કાયર. ભીરુ. આજ તો હળવો બન. મન પર પડેલી શીલાના ગમે તેવા થર હોય તે ઉખેડીને ફેંકી દે. સ્વસ્થ બન. સ્વચ્છ બન.

પણ મનનો ભાર હળવો કરવો પણ કેમ કરીને? કોને પડી છે, ત્હમે કપાઇ મરો એની? દુનિયાને શું? ના. ના. એમ ન હોય. કાંટા ભલે રહ્યા. ક્યાંક તો માનવતાના ગુલ જરૂર ખીલતા હશે. આદમીઅતની સુવાસ ક્યાંક તો જરૂર મહેકતી હશે. જડતાની દુર્ગંધને હટાવાય તો જરૂર એ પમરાટ પામી શકાય. બસ,

જડતાને દૂર કરો. એને ફગાવી દો. માણસ તો બળતો અંગારો છે. બળતાં બળતાં રાખ એને કાજળી દે છે. એની રાખ ખંખેરે, એના ચેતનની આસપાસ જડતાની રાખને માળો કરવા ન દે એવી શક્તિ જો મળે, મેળવાય, તો નિરાશ થવાનું કશુંય કારણ નથી.

ક્યાં મળે એ શક્તિ? માનવતાનાં એ બીડેલાં દ્વાર કોણ ખોલે? કોણ એની રાખને ખંખેરી એના અગ્નિને બળતો રાખે? એક જ ઉપાય. જો માનવીને પરમ સુંદરતાનાં દર્શન થાય તો આ તુચ્છ વૃત્તિઓ એ દાબી શકે. સુર અસુરના માનવી માત્રના અંતરમાં થતા ઝઘડા શમી જાય, જો સુંદરતાનું એક જ કિરણ—અરે ઝાંખી આભા ય માનવીને લાધે.

એક પળ બાદ

હા, એક જ કિરણ, ઝાંખી. આમાં બીજું કાંઇ નહીં તો અંધારું કેટલું ગાઢું છે, એ તો જોઇશું. હા. હા. શા સંતોષ છે? શા મનને મનાવવાનાં રમકડાં છે? મનનાં મહેલાખાં પર એકદંડીઆ ચણવામાં ક્યાં કોઈ પાછું પડે એમ છે? હું. બાંધી રાખોને ત્હમે મહેલ મિનારા. શિલ્પી હોવાનો સંતોષ તો મળે છે! સુંદરતા! પ્રકાશ! માનવતા!

આંખમાંથી ઊંઘ પણ ગઇ. મીઠાઇની પ્રતીક્ષા કરતાં સાકરમાંથી સ્વાદ જતો રહે. મૃત્યુની પ્રતીક્ષામાં ઊંઘ પણ ઊડી ગઈ. પણ આંખ મીંચ્યાથી જ ક્યાં ઊંઘાય છે? ઉઘાડી આંખે ઊંઘવાનો અખતરો કરનાર કોક ઈસુ, કોક બુદ્ધ, કોક ગાંધી! લોક એમને દ્રષ્ટા કહે છે! લોકજીભનો મર્મ કદી ય સમજમાં નહીં ઊતરે.

એક પળ બાદ

એનું એ જ અંધારું. હાથ ન પરખાય એ તો માની શકાય. પણ દિશા ન પરખાય એ માનવું કેવું અઘરું છે! પણ મ્હારે શા

સારુ અજવાળા માટે ઝંખવું જોઇએ? ચિત્ર પૂરું કરવું છે! અરે ભલા ભાઈ, એવા તો કેટલાયના જીવનચિત્રની આસપાસ તિમિરધારા ઘૂમી વળી હશે. એમાં તારું એકાદ નાનકડું નજીવું ફોતરું અટવાઈ ગયું તો શા સારુ આટલો ખેદ કરે છે? જીવને ન શીખવ્યું હોય તો હજી એ શીખી લે. અંધકાર જ ત્હારો સાથી, જીવનદોસ્ત છે. પ્રકાશ તો પેટનો બળ્યો અદેખો છે. એનાથી અંધકાર ખમાતો નથી એટલે ત્હારી પાસે આવી અડપલું કરી, અંધકારની ભયંકરતા બતાવવા પોતાની સર્વ લીલા બતાવી જાય છે. પણ ત્હારા જીવનમાં એ નહીં ગોઠવાય. એ તો અંધકાર જ. ભૂંડાશ લઈ, ગાળો ખાઇ, પણ પોતાના અંકે ત્હને સમાવી લેવાની અનની ઉદારતા અંધકારમાં જ. પ્રકાશ ચંચલતાનું આછકલું સ્મિત છે. અંધકાર ધીર ગંભીર મહાસાગરનું ઊંડું ગર્જન છે. ચમકારા પાછળ ન જતો. શોધે અને જડે તો અંધકાર જ લેજે. એ જ ત્હારો દોસ્ત છે. એ જ જીવનસાથી છે...

પશ્ચાદ્ભૂમાં ફરી પાછો યાંત્રિક તોપોનો અવાજ અને એનો પ્રતિકાર સંભળાય છે. અંધકારના વિશાળ દેહને ઝીણી કીડીઓ વળગી હોય એમ શોધબત્તીની સીધી અંધકારમાં અલોપ થઇ જતી તેજરેખાઓ રજકણ ઉજાળતી વામે છે.

ચિત્ર ૨ જું.

પહેલો અવાજ : પછી ગઇ'તી તું દાકતર પાસે?

બીજો અવાજ : હા.

૧ લો : શું કીધું ?

૨ જો : કહે શું વળી? અને આજ તો એમતે વખતે નથી મળતો. સદાવ્રતમાં ભિખારુનું કીડિયારું ઊભરાયું જાણે.

૧ લો : હા. એ સાચું.

૨ જો : ડાક્તર બિચારા ખૂબ પાડી પાડીને કહે છે: અરે, આ લોકોને કોઈ ખવરાવો. આ બધા તો ભૂખના રોગ છે ભૂખના.

૧ લો : કે'તું'તું ને તારે. મોટી સફાઈ હાંકે છે તે.

૨ જો : લે રાખ. તે બિચારા આપણને ક્યાં કે'તા'તા? એ તો કે'તા'તા પેલા લોકને. એક કહે ને બે આંગળીએ વળગાડીને વળી દવાખાને આવે. ન કરતા હોય તો આટલા શોખ! શું લૂંટાઈ જવાનું હતું એમના બાપનું?

૧ લો : પછી ડાક્તરે શું કીધું તને?

૨ જો : કેમ હાંક આજ ડાક્તરની રઢ લાગી છે? કે કાંઈ?

૧ લો : મેર વાલામોઈ. અહીં આવી તો ય તારા ચસકા ન ગયા.

૨ જો : એ તે કાંઈ જતા હશે? લાકડાં ભેગા થઈશું ત્યારે ય નહીં જાય કદાચ.

૧ લો : ખરું કીધું તેં. મને તો મનમાં ઘણી ય વાર થાય છે કે બળીએ તો ય પેલા ગવનમાં

૨ જો : લે રાખ હવે. છાપરે ન ચડ.

એકાદ પળ શાંતિ

૨ જો : કેમ મૂંગી થઈ ગઈ?

૧ લો : પેલો રામદીન આવ્યો તો આજે.

૨ જો : મૂઓ જંપવા જ નથી દેતો. જાણે એનું ભાડું ચાલીને ભાગી જતા હઈએ એમ ઉંબરો ભાંગી નાખે છે.

૧ લો : એ ય શું કરે! ત્રણ ત્રણ મહિના થયા તે પછી આકળો તો થાય જ ને!

૨ જો : તે એની ઈંટ મારોડી કેં કાખમાં ઘાલીને નાસી નથી જતાં. તારાથી કે'વાયું જ નહિ કોયને ખખડાવીને!

૧ લો : તે કેમ કહીને ખખડાવે?

૨ જો : કે'વું'તું કે. આવક તો રઈ નથી પૈ માતરની. ને

મૂઆ અમારે ભાડે તો ઉજળો ફરે છે ને બબ્બે મોટરું દોડાવે છે તે.

૧ લો : ભેઓ તો બચારો ચિઠ્ઠીનો ચાકર. શેઠ આકરા બને એટલે એ અહીં આવીને દાબવે ઊભરો. એનો ય શો ગનો?

૨ જો : તો આપણો ય શો ગનો? દિલમાં ચોરી હોય તો જુદી વાત. આ તો આવે એટલે આપીએ. દલ્લો બાંધી રાખ્યો હત તો અહીં આવત શા સારૂ?

૧ લી : હું તો એમ કે'તી'તીકે આમ ને આમ ચાલશે ક્યાં લગી?

૨ જી : તે વાત તો જો. તોપો તો ફૂટે પાંચ હજાર ગાઉ આઘે અને ભૂખે મરવાનું આપણે.

૧ લી : તે ગોળી ખાવા તો કોક જોઇએને?

૨ જી : પણ આ તો જો. એ ગોળીએ મરે છે ને આપણે ભૂખે મરીએ છીએ.

૧ લી : બધા વહાણુંના વહાણું ભરીને મોકલી દીધા.

૨ જી : બધી ય આમદાની ગઇ.

૧ લી : તે તું જવાની'તીને પેલી કઈ ખુન કે'છ?

૨ જી : તે નામ તો હુંય ભૂલી ગે છું. પણ ગઇ'તી હું.

૧ લી : પછી શું થયું?

૨ જી : પેલો મોટો બંગલો છે ને પેલા બગીચા પછવાડે ત્યાં ગઇ. તે બસ બાઈડીઉં જ. એક મરદ દેખાય નહીં.

૧ લી : વહાણમાં ચઢાવી દીધાને! પછી?

૨ જી : હું દરવાજે પહોંચી તો એક ખુન આવ્યાં. આમ ઠાઠથી પૂછેઃ કેમ આવ્યા છો? બળ્યું, મને તો ગમે ન પડી શું પૂછ્યું તેની.

૧ લી : હવે તું સીધે સીધી વાત કે' છે?

૨ જી : મેર રાંડ મારી શોક્ય! વાત ખાઇ જાય છે તું તો.

૧ લી : રાખ શોક્યની કે'નારી. કે'તી હોય તો કે' ને વાત.

૨ જી : મેં કીધું: અમારે કામ કરવું છ. એણે પૂછ્યું: અત્યારે શું કરો છો ? ક્યાં રો' છો ? ધણી છોકરાં છે ? અને એવા એવા સવાલ પૂછ્યા. ને મેં તો દીધો જવાબ. મારે તારા જેવું નહીં તો, અહીં તો તરત કાન-ને મા' પૂન. ધણી છોકરાં હત ને ઘરનાં ઘર હત ને વાડી લાડી હત તો તારી પાંહે આવત શા સારુ ? કેમ બોલતી નથી ?

૧ લી : પાળી તું પેલા પંડાની ગત કરે: વચમાં બોલ્યા વાત અધૂરી રહી. હું ઓળખું છું તને.

૨ જી: હા ને મેં તો રોકડી પરખાવી. છીએ એ છીએ. આકાશમાંથી ભગવાન ઊતરે તો ય અમે ક્યાં બદલાવાનાં હતાં !

૧ લી : ભગવાન ઊતરવાના ? અત્તરઘડી તો પેલા બમ્બ ઊતરે છે આભલામાંથી.

૨ જી : અને એમનું તો મોં રાતું પીળું થૈ ગ્યું અને શું શું બોલી ગ્યાં ! કાચા કોયલા જેમ તતડયા. મારા સમ. કે' છે: શું સમજીને તું અંઈ આવી છ ? તારા હાથે અમારા સીપૈયોના પાટા બંધાય ? એ તો અમારા કેલૈયા કુંવર છે. તારો હાથ અડે તો તો સોનું ય કાટ ખાઇ જાય. તો પછી મનખનું શું ? તને અમારાથી ન લેવાય.

૧ લી : તારી બીક લાગી હશે.

૨ જી : બીક શેની બાઇ ? મારે ક્યાં એની જગા લેવી છે? આ તો કમાઇ આપતારા ગયા તે આટલું ય સાંભળી લેવું પડે. નહિ તો મારું નહિ પગમાંથી કાઢીને પગરખું ! મોટી બોલવાવાળી જોઈ ન હોય તો ! અમને કે'તી'તી તે જુવે નહિ એનાં થતા હોય એનાં કામાં ! સોનું ય કાટ ખાઇ જાય ! શાસ્તરની પૂંછડી ! એ કાટ આવ્યો કયાંથી અમારી પાસે! વેવલાં માળાં! ભગતડાં, રામનામ રટતા જાય અને છાનાછપના કરતા જાય.

૧ લી : લે આવડે છ એવડું બધું બોલી ન નાખ.

૨ જી : શા સારુ ન બોલે ? ચોરીબોરી કરી છે કોઇના બાપની !

૧ લી : તે આવડા ઉપાડા કયમ લેછ ! એનું કે'વું ખોટું શું છ? આવે છ એને ત્યાંથી કોઈ આંધયાં ?

૨ જી : તે શા સારુ આવે ? ઘરઆંગણે મળી રહેતું હોય તો ગામની શીમ લગી કોણ આવે? અને તું વાત કરે છે ત્યારે મને પેલા માસ્તર યાદ આવે છે.

૧ લી : પેલા માતા માસ્તર ને?

૨ જી : હા. દ્દાદરના પગથીએથી ભાષણ શરૂ કરે. કેવું ચીપી ચીપીને બોલે : માતા, તમે તો ચંડિકા છો. આખા જગતનાં જનુની છો. એક દાં'ડો મા'રો જ્તો સિજાજ ગયો. કહી દીધું મેં તો. હા : તે માસ્તર સાબ એટલે તો તમે અંઇ આવો છો !

૧ લી : મેર મુઈ, ત્હને તો માણસ હાચવતાં ય નથી આવડતું.

પશ્ચાદભૂમાં બોમ્બવર્ષા અને પ્રતિ બોમ્બવર્ષની તોપોનું દ્વન્દ્વ સંભળાય છે. શોધબત્તીની તેજ ધારાઓ અણઘડ ચિતારાની પીંછી જેમ અંધારાના ફલક પર લીટા પાડે છે...

## ચિત્ર ૩ જું

એક અવાજ : હું એ જ કહું છું. આજ ઘડી છે. ગંઈપળ કદી પાછી નથી આવતી. કુનેહથી કામ લીધું હોય તો આવતી કાલે જ–હા, જવાબદારીના પૂરા ભાન સાથે કહું છું–આવતી કાલે જ સત્તા ત્હમારા હાથમાં આવી પડે. [સિગારેટની ફૂંક લે છે] આદર્શ–ઘેલા ન બનો. એક કાળે કોઇ પર્વતની ટોચે નથી પહોંચતું. પેલી વિવેક કે સારાસારના વિચાર અવિચારની ભાષા હું નથી વાપરતો. એ તો બધી શબ્દરમત છે. લોકને માટે એ ઘણી વાર જરૂરી પણ

હોય. એનો અર્થ એ નથી કે અત્યારે જ, આ જ ઘડીએ આપણે એમ કરીએ. લોકમતને જરૂર આંચકા આપો. નવી નવી આશાઓ મહેચ્છાઓ એમના મનમાં ઘરઘાલીને બેસે એવી જડ જરૂર નાખો. એ આવશ્યક છે. પણ ત્હમારા હાથમાં સત્તા આવે ત્યારે એ ન ભૂલો કે ત્હમારું પહેલું કામ ત્હમારી સત્તાને મજબૂત કરવાનું છે. લોકોની ઇચ્છા સંતોષવાનું કામ તો આપોઆપ થઇ રહેશે. ધીરેથી ઉતાવળ કરો. હા, ધીરેથી ઉતાવળ કરો. એનો અર્થ કરવા ન બેસતા. શેતરંજ રમવા બેઠા તો છો ચાલ ચાલી જાણો. [ સિગારેટની ફૂંક ] ત્હમને સવાલ થશે હું આજે આમ કેમ બોલું છું. આપણા રાજકીય જીવનમાં કારણ વિનાની વેવલાઈ દાખલ થઇ છે. શબ્દના અર્થ માટે માથાં ફોડવાં લગીની તૈયારી આપણા દલમાં જણાય છે. પણ સાચી નક્કર વસ્તુસ્થિતિની પરખ આપણામાં નથી. આજે ઘડી છે. પવન અને પેટ્રોલ બન્નેની સહાય છે. ફક્ત કાંડી ચાંપવાની ત્હમારામાં તાકાદ હોવી જોઇએ. આખી દુનિયાને આંચકો લાગે એવી આગ સળગાવો. સહુને બાળીને ખાખ કરી દે એવો હુતાશ જલાવો. હા. મ્હને તો એ વિનાશમાં ય આનંદ છે. રોવાની બૈરક બુદ્ધિથી કશું ય નહીં સધાય. એમાં તો કાઠું દિલ જોઇશે. લાગણી વેડાનો ફફડાટ મહેરબાની કરીને ન સાંભળતા. એ આપણી નબળાઇનો માર્ગ છે. શા સારુ વિનાશથી ડરવું જોઇએ? મૃત્યુની કલ્પનાથી મરનાર માણસ તો જીવતાં જ મૂએલો હોય છે. એવાં મડાંથી કાંઇ નહીં વળે. મૃત્યુમાં જીવન જીવનાર બહાદરીઆની જરૂર છે. છે એ ત્હમારી પાસે? [ સિગારેટની ફૂંક ] કોઇ જવાબ નથી દેતુંને? તો છાનામાના ઘર ભેગા થઈ જાઓ. ઘરવાળીને ત્હમારાં ઓવારણાં લેવાની તક આપો. બાળકોને બાપાના દર્શન કરી લેવા દો. અને ત્યાં જ રહેજો, ખૂબ ચિચિયારી પાડતા જંગમાં તૂટી પડવા ન આવતા. ત્હમારું એ કામ નથી. યુદ્ધ કાયરોથી નથી ખેલતાં. ત્હમે તારે જનાના સાચવ્યા કરો, જનાના.

એક પળની શાંતિ

માઠું લાગે છે ત્હમને? મ્હને એનું દુઃખ છે. પણ મ્હારી પાસે એનો ઇલાજ નથી, જે જોઉં છું, જે જાણું છું, જે વિચારું છું, એ ખુલ્લે દિલે ત્હમને કહું છું. સત્તા હાથ કરવા નીકળેલી સેનાના આ ઢંગ ન હોય. આ દિલચોરી એને ન છાજે. આ બુઝદિલી એને જેબ નથી દેતી. બૈરાં છોકરાંની માયા, ઘરની મમતા, સહુ સહુને ઊંડા સાગરમાં પધરાવી દો. વિનાશથી ડરો છો? વિનાશ એજ વિકાસ છે. નવસર્જન સારૂ જરૂરી સ્થિતિ છે. ત્હમને એ આંધળીઆં લાગે છે એ હું જાણું છું. ત્હમને ખાત્રી આપવાની મ્હારી અશક્તિનું એ પ્રમાણ છે. પણ ખૂલ્લા દિલે હું ત્હમને કહું છું—કશી, કશી ય દિલચોરી વિના—મ્હને એ આંધળીઆં પસંદ છે. એ અંધકાર મ્હને ગમે છે, કારણ કે ત્હમે જેને આંધળીઆં માનો છો, જેની કિમ્મત ત્હમારે મન માત્ર જુગારીના આખરી દાવ જેટલી છે એને હું રમતની ચાલ માત્ર ગણું છું. આદર્શની ઉજમાળી જ્યોત ત્હમારી આંખને આંજી દે એ માટે જરૂરી છે કે ત્હમે અંધકારથી ટેવાઓ. અંધકારથી ટેવાઓ. અંધકાર એજ પ્રકાશ છે. વિનાશ એજ સર્જન છે. બાકીના બધા છે ધૂમાડા માત્ર! [ સિગારેટની ફૂંક ]

પશ્ચાદ્ભૂમાં આકાશમાં ઘૂમતા મૃત્યુના દૂત જેવા બોમ્બરો અને એની પાછળ પડેલા 'ચેઇઝર્સ' નો અવાજ ઘડીમાં ઊંચે ચઢે છે ઘડીમાં બાજુએ સરી પડે છે. કોક ઠેકાણે ફાટેલા બોમ્બમાંથી પ્રગટેલી હુતાશની ઝાળ ઊંચી ઊંચી આકાશે ચડવા જતી જણાય છે. પોતાના સામ્રાજ્ય પર આને હૂમલો માની અંધકાર આગને ભીંસ દે છે અને હાર કબુલ કરતા માણસના ચહેરા જેમ આગની જ્યોત પણ લાલ કસુંબલ બની જાય છે...

ચિત્ર ૪ થું:

એક અવાજ: પડી રે'વા દે ને બાપલા! શીદ પાછળ પડયો છે? રોટીનો રળનારો લીધો. ખોળાનો ખૂંદનારો લીધો. માથે હતાં તે

ચાર નળીઆંએ લઇ લીધા. હવે ખોરડાની માટીમાં તો મરી રે'વા દે. જીવતર તો એળે ગયું. મરણું નો બગાડ ભાઇલા, દલમાં એટલી તો દયા રાખ.

એક ક્ષણની શાંતિ

અમને તો અંધારૂં કોઠે પડી ગયું. ખોરડે દીવો તો માથે પળીઆં આયાં પણ નથી દીઠો. એવા તે વળી ઉપાડા શા? છાપરે કયા તારા જોવા'તા તે દીવો જોઇએ? અને દીવડો લાવતે ક્યાંથી? દોઢીઆં ઊછળી રયાં'તાં ને? માટીના પયણાયામાં તેલ પૂરે એ કરતાં પેટની ભઠ્ઠીમાં કાંક ન નાખે? બીજું કાંઈ નંઈ તો નિરાંતે નિંદર તો આવે. અને બીજે દા'ડે જવાબ દે. હા ભઇલા હા. આંખનાં અંધારા જોવા તે કયાં દીવાની જરૂર હતી?

એક પળ બાદ

અમને તો અંધારે બધું ય કળાય. એને—માનાના બાપને સ્તો—પેલા દા'ડે પેલાં ચાર જણ પટાવીને લૈ ગયા ત્યારે એ કાળી રાત જ હતી તો! પણ મને તો એમનાં મોંની રજે રજ દેખાતી'તી. મૂઆ પેટના બળ્યા ગામ બાળવા નીકળ્યા'તા તે! અમ અમારે નિરાંતથી ભિખ માગી ખાતા'તા. ગામમાં એંઠની ખોટ નં'તી અને ભિખારુ ઝાઝા નં'તા. ત્યાં કોણ જાણે કયાંથી અમાસની રાત જેવા ઊતરી પડયા. અને કેવું કેવું બોલે! પેલા કથા કે'નાર બરામણના કરતાં ય ફક્કડ. આપણને તો ગમે ન પડી. એણે જતાં જતાં પાંચ રૂપીઆ મારા હાથમાં મૂક્યા ત્યારે પહેલાં પરથમ તો હારુંજ લાગ્યું. મને લાગ્યું કે રાતવરત કોઇને ત્યાં ગણેશીઓ મારવો હશે તે લઈ ગ્યા હશે માનાના બાપને. મોં સુઝણું થશે ત્યાં તો આવી પહોંચશે. અને આ પાંચ તો બૈરી છોકરાનાં. પરભાતને પોર તો એ દલ્લો લઇને આવશે. અને કેટકેટલા મે'લ રચ્યા'તા! હા. ખોરડું સમરાવશું માના હારું કપડાંની જોડ લેશું ને મારા હારુ પોમચો! એને તો જે લેવું હોય તે લે. અમ તો અમારૂં જાણીએ. પણ બીજે

દા'ડે તો એ રોકાયો જ નહિ. મને તો ફડક પડી. ઝલાયો માનાનો બાપ! મૂઓ કાળમખો પુલિસ મારી મારીને એને ઢોર બનાવી દેશે. અને પછી નાખશે હેડમાં. સડયા કરશે આખું જીવતર. ખોટાઇ કરવા જાય તે એમ જ થાયને! શાતા વાળીને ભિખ માગી ખાતો હોય તો? પકડી જવાનું'તું કોઇ? માનો રોતો'તો. એના બાપનો બાઉ હેવાયો થયો'તો. હેવા માતર ખોટા. છેવાડે અંજપો. અને તાં તો મોટા ગવન્ડર જેવાં કપડાં પેરીને આવ્યો એ તો. અમને પેલાં'તો લાગ્યું કે કોઇ પુલિસવાળો ખોરડાની જડતી લેવા આયો. પણ ત્યાં તો માનાએ એના બાપાને ઓળખી પાડયો, અને એ 'શાબ' તો કે': હું જાઉં છું લડાઇમાં. હાય હાય. મારા તો મોતીઆ જ મરી ગ્યા. માનાનો બાપ લડાઈમાં? તાં તો કે' છે, આભલામાંથી આગ વરસે ને ટપ દૈ ને માણસ મરી જાય. ના ભઇ આપણે નથી જવું ત્યાં. મરવું હોય તો એટલે આઘે જવાની જરૂર કયાં છે? મરને ઘરને આંગણે. માયાવાળા ચાર જણ તારી નનામી તો ઊપાડશે. પણ એને કેમ કરીને સમજાવવો? એ તો ખીસામાંથી એ નોટયું કાઢી ને મારા હાથમાં મૂકીને દોડતો ભાગ્યો, તે આજની ઘડીને કાલનો દા'ડો. અને જુવોને આજનાં છોકરાં! માનો મને કે'છ: નોટ પાંચ પાંચની છે મા. માળો છેતરવા નીકળ્યો છે એની માને! જાણે દશની નોટ હું નંઈ વરતતી હોઉં! અને લડાઇમાં જતાં જતાં એ પાંચ પાંચની નોટયું આપી જવાનો હોય નઈ! દશની જ. હા. દશની જ...

પશ્ચાદ્ભૂમિમાં એના એ જ ભડાકા, શોધબત્તીની તેજરેખા, હવાઈ જહાજના ઘૂંટાતા અવાજ.

## ચિત્ર ૫ મું

એક અવાજ: હું તો એ જ કહું છું. કયારનો ય કે'તો આવ્યો છું. અંધારાની શકયતાઓ આપણે વિચારી નથી. છિછરાં છોકરડાં! ન મળે ઉપાસના. ન મળે ઊંડાણ. ન મળે અભ્યાસ. ન મળે પ્રશાંત

રસવૃત્તિ અને એમને મળી ગયો ગુરુ. એ વાનરસેનાની પીઠ થાબડે અને વાનરસેના ગુરુજીની જય બોલાવે. પ્રમાણ? તો કહે ગુરુજીનું; અને ગુરુજીએ જ્યાં જાય ત્યાં ગાડરાંને ભેળાં જ લેતા જાય. જ્યાં જરી મોકો મળ્યો કે ગુરુજી એ નામ લીધું જ છે ને કોઇ શિષ્યનું. નોકરી આપવાની હોય તો કહેશેઃ આપો આ નવજુવાનને: અભ્યાસી છે. જાણે બીજાઓએ તો ઉપાસના અને સાધનામાં વર્ષો ગાળી ઘાસ કાપ્યું હશે? શિષ્યવૃત્તિની વાત આવે તોય એમ. ચંદ્રક પારિતોષિકની ગંધ આવે તો ય ગુરુજી એમનું લાંબું નાક ત્યાં જ લીટી ખેંચવા રગડે. અમે સારા છીએ અને ત્હમે સારા છોનું ચાલે નાટક, અને છેવટે હાથણી ઢોળે કળશ. હાથણીઓએ ઓછી એકલા સર્કસમાં જ શિક્ષણ લે છે! જંઇવાળા! બસ મ્હોટું પ્રમાણ મળી ચૂકયું: અરે ભાઈ જેમણે સાહિત્ય અને સંસ્કાર માટે કાયા ગાળી હોય એમને પૂછો જરા.

એક પળ બાદ

પણ હું કહે'તો તો અંધકાર વિષે ને જીવનના અંધકારની આડવાત આવી ગઇ અંદર. પણ એ ય અંધકારની એક બાજુ જ છે ને! દહાડે દીવે ન્યાય ન હોય, જે જેનું છે તે તેને આપતાં છળ કપટ હોય, દિલમાં ચોરી હોય તેને વળી પ્રકાશ કેમ કહેવાય! અંધકાર. એ પણ અંધકાર જ. અને વળી મન અને બુદ્ધિનો રહ્યો માટે વધુ ભીષણ.

પેલા ગુરુના ચેલાએ કાંક લખ્યું છે તે વાચ્યું ત્હમે? જાણે હું તો પેટનો બળ્યો છું. એનું નામ મ્હારાથી ખમાતું નથી એટલે પેટનો ઊભરો કાઢયા કરું છું. એને કહેવા માગું છું. તું અને ત્હારો ગુરુ જરા પ્રયત્ન તો કરી જુવો. મ્હેં કર્યું છે અને કરીશ એને અડવા! શા માટે હું અન્યાય સાંખી લઉં? કદર નથી થતી એ ફરિયાદ નથી કરતો હું. હું જેવાને એ ન છાજે. પણ એનો અર્થ એ છે કે મૂગેમૂગો હું સહન કરી લઉં? ભવ્ય સ્વપ્નાં સર્જું તો કહેશે લાગણીવેડા કરું છું. અને પેલા આગળ વધેલા

પ્રગતિશીલ! શીલ વિના પ્રગતિ કરવા નીકળેલા! શેમાં પ્રગતિ! પારકું લાવીને, પારકે અસ્ત્રે માવજીભાઇઓ વત્તું કરવા બેઠા છે. હું પૂછું છું: એમાં ત્હમારૂં પોતાનું કેટલું? ક્યાંય અભ્યાસ છે? ક્યાંય ઉપાસના છે? ક્યાંય સાધના છે? ક્યાંય પ્રતિભા છે? કૂડા કડકટ જેવા પાત્રો લીધે, ધૂળ જેવા પ્રસંગો લીધે, પ્રગતિ નથી થતી. અને શીલ તો ત્હમારાથી કોસો દૂર છે.

એક ૫૧ પછી

પણ મ્હારે કહેવાની વાત બીજી છે અને કહેવાઇ ગઈ બીજી વાત. હું એ કહેવા માગું છું કે દુનિયાની આજની આ અંધકારી અરાજકતાનું કારણ એક જ છે. દુનિયા સાહિત્યની અવગણના કરે, સાહિત્યકારને તુચ્છકારે, સંસ્કારનું ગળું દબાવી ગુંગળાવી દે, ત્યારે આ જ દશા થાય. બળીઓ ફાવી જાય કારણ કે સામાન્ય મનુષ્યે સંસ્કારકવચ પહેર્યું નથી હોતું. એટલે જ કોક માથાભારે મનુષ્ય ઉપર પડતો આવી દુનિયાનાં મન, બુદ્ધિ, તેજ, શકિત સર્વનો હ્રાસ કરે છે. સંસ્કાર એનું ઉચ્ચપદ પામવા પાછો પ્રયત્ન કરે છે અને પરિણામે આ અંધકાર અંધકાર છવાઈ જાય છે. લોકને સાહિત્યકારો પાસેથી સંસ્કાર ઝીલવા દો. સાહિત્યકારનો ધર્મ યુગદર્શન કરાવવાનો છે. લોકનો ધર્મ એ પામવાનો છે. શા સારુ ત્હમે બધા, ધનિકો–જંઇદારો–રાજકીય નેતાઓ, પ્રગતિશીલો–શી શણ્દરમત છે? શા સારુ તમે બધા લોકને રંજાડો છો? સોંપી દો દુનિયા સાહિત્યકારોને અને દુનિયામાંથી અસૂયા નાબુદ થશે. અદેખાઇ જશે, એલદિલી આવશે. સંસ્કારનો પમરાટ ફેલાશે. કલાની સુવાસ ચોગમ પથરાશે......

પશ્ચાદ્‌ભૂથી બળતા મકાનોની તીવ્ર ગંધ આવે છે. ચાંદની રાતે ગરબી ગોરીના હાથ બદલ્યા કરે એમ આગની જયોત ફૂદકા મારતી ભમે છે. એકદમ પ્રગટેલી જયોતથી ભડકી જઈ અંધારું ઊંચે ને ઊંચે ચઢતું જણાય છે.

ચિત્ર છઠ્ઠું:

પહેલો અવાજ: ખરી વખતે દીવા બુઝાયા.

બીજો અવાજ: ક્લૉરોફૉર્મ સુંઘાડ્યું ?

પહેલો અવાજ: હા. ત્યાં લગી તો બની હતી. ત્યાં અસર
 થવા માંડી ત્યાં જ દીવા બુઝાયા.

ત્રીજો અવાજ : Hard lines.

૧ અવાજ : હવે શું કરશે?

૨ અવાજ : કાંઈ વાઢ તો ન જોવાય. હાંક આખું વેતરાઈ
 જાય તો!

૩ અવાજ : શ...શ...સાંભળો.

ચોથો અવાજ : [ધીમેથી] yes. નાડી તૂટે છે.

૧ : સાંભળ્યું ? ડૉક્ટર બોલ્યા.

૨ : સાંભળતો નથી ને ભરડે રાખે છે.

૩ : શ...શ...

પાંચમો અવાજ : Get the torches ready. We
 operate immediately-

૧ : સર્જનનો અવાજ.

૨ : હમણાં જ ઓપરેશન કરશે.

૩ : એને હાથે જશ છે. કેસ બચી ગયો સમજવો.

૧ : હા. બિચારો એની માનો એકનો એક દીકરો છે.

૩ : રોગ ક્યાં જુવે છે એકનો એક છે કે હજારનો એક છે.

૨ : કકળાટ ન કર. જો પેલી ટૉર્ચ તૈયાર થઈ ગઈ,

૧ : હા અને એ સર્જને તૈયારી કરી.

૩ : કેવા લાગે છે બધા સફેદ ભૂત જેવા કપડામાં !

૨ : અને કેવી શાંતિ છે બધે !

૧ : તે બધા લ્હારા જોવા હશો!

૩ : શ...શ...

પશ્ચાદ્‌ભૂમાં અચાનક ચકરાવા લેતા બૉમ્બરોનો અવાજ આવે છે. શોધબત્તીની તેજધારાઓ ફરી આકાશની કેડીઓ ઉજાળવા નીકળી પડે છે.

૩ : છે આને જંપવારો!

૨ : બધું બાળી ઝાડીને પૂરું કરશે ત્યારે એને નિરાંત થશે.

૧ : અહીં કાંક સલામતી છે.

૩ : હા. ઇસ્પીતાલને તો છોડી દે છે.

૨ : અરે એ વાતમાં શું માલ છે? મરવાનું હશે તો કોણ રોકવાનું હતું?

૩ : તું તો કિસ્મતે હાથ દેતો થઈ ગયો છે.

૧ : લે આપણે તો વાતમાં રહ્યા.

અચાનક એક પ્રભાવશાળી તેજરેખા સામેથી આવે છે. ત્રણેને આવરી લે છે. ત્રણ જણ એક બારી આગળ ઊભા છે. બારીના ખુલ્લા બારણામાંથી ઑપરેશન-થીએટર દેખાય છે. દરદી ખાટ પર છે. પાસે સર્જન ઑપરેશન કરતો હોય છે. નાડી પકડી એક બીજા ડૉક્ટર ઊભો છે. પાસે હથિયારની તાસક પકડી નર્સ ઊભી છે. બે વૉર્ડબૉય હાથમાં ટોર્ચ પકડી ઊભા છે.

૧ : આ શું?

સર્જન : Oh, close that...

૨ : બારી બંધ કરો.

દરદી : આહ......
સર્જન : Oh terrible! } [બન્ને સાથે]

૩ : શું થયું?

૨ : કાંઇ સમજાયું નહીં.

૧ : અને આંખ પણ એવી ભરાઈ ગઇ કે કાંઈ દેખાયું જ નહીં!

એનો એ જ અવાજ. એ જ તેજછાયાની સંતાકુકડી.

★

# સર્જત

રાતના સાડા દસ.

રંગમંચની મધ્યમાં જ વિશાળ મેજ છે. મેજ પર લખવાનાં સાધનો અને ઉલ્લેખનાં પુસ્તકો ખડકાએલાં પડ્યાં છે. મેજ પરનો વીજળીનો દીવો પ્રકાશનું નાનકડું વર્તુલ કલમ સાહેલા હાથ પર અને એ ક્રીડાભૂમિ જેવા કાગળ પર જ પાડે છે. લખનારનું અંગ અને ચહેરો લગભગ અડધાં અંધારામાં છે. વેગથી ફરતી કલમ કાગળ પાસે કોક વાર ચિત્કાર બોલાવરાવે છે. મેજને ખૂણે ગોઠવાએલી ઘડિયાળ આ અત્યાચારની સાક્ષી રૂપે ટકટક કર્યાં કરે છે—મંદિરની મૂર્તિ ભંગાતી હોય ત્યારે પૂજારી 'શિવોઽહમ્'નો પાઠ જપે એની પેઠમ.

આવાં અજવાળાંમાં ય જમણે પડખે પડેલો પલંગ, પલંગ પરની પડદે ઢંકાએલી બારી અને બારી બહારનો દૂધપાણી ઉજાસ દેખાય છે. પલંગને પડખે કિતાબની અભરાઈની ચઢઊતર ગોઠવણી નજરે ચઢે છે. અંધારાંમાં ય પુસ્તકની પીઠે પડેલા સોનેરી અક્ષરો ઝબકારા મારી જાય છે. પલંગથી આથળ ઓરડાનું બારણું છે. અને ત્યાંથી આગળ જતાં ખુરશીઓ, બેઠક, પુસ્તકોનાં રખવાળાં કરતાં કબાટો, ફૂલદાન ધરી રહેલાં મેજ વ૦ છે. ખૂણે રેડિયો પડ્યો છે. ધીરા અવાજ અને આછાં અજવાળાંથી એ પોતાની હસ્તી સાબિત કરે છે.

દૂર દૂર ગવાતા ગીતની ટૂંકો ઓરડામાં ઘૂમ્યા કરે છે.

કૃષ્ણલાલની કલમ અવિરત ચાલે છે.

પાનાં પલટાય છે.

વાણી બારણામાં ઊભી છે.

વાણી—અંદર આવું ?

કૃષ્ણલાલ—[ઊંચું જોયા વિના] કોણ?

ગુજરાત સાહિત્ય પરિષદ ગ્રંથાલય

વાણી—હું.

કૃષ્ણલાલ—[સવિસ્મય] તું? ત્હમે? આવો આવો. [કલમ નીચે મૂકે છે. હાથનો ભાર જતાં ઊંચા થતા કાગળ ઉપર ભાર મૂકી] ક્યાંથી આજે? આટલે વર્ષે?

વાણી—એમ જ થયું.

કૃષ્ણલાલ—અને તે ય અત્યારે? [ઘડિયાળ સામું જુવે છે.]

વાણી—આજ મન થયું. વર્ષો પહેલાંની આદત યાદ આવી. ત્હમને ઢસરડો કરતા અટકાવી, ઊંઘાડી દેવાની.

કૃષ્ણલાલ—જુવો, નવલકથાનાં પાત્ર બનવાની જરૂર નથી. [એકાદ પળ બાદ અને સહજ રોષભર્યા અવાજે] પછી પેલી જીવાઈ, પેલા બબૂચક કાયદાખોરે ત્હમને અપાવીને, તે જીવાઈ ક્યાંથી આવશે?

વાણી—[ગળી જઈ] જીવાઈને ટકવું હોય તો એણે ય થાક તો ખાવો પડશે ને?

કૃષ્ણલાલ—ત્હમે કહો છો તેમાં મને તો લાગણીનો ઉભરો જ જણાય છે. એવાં રોગચાળાથી આપણે દૂર જ રહેવું જોઈએ. [કલમ હાથમાં પકડતાં] બીજું કાંઈ?

વાણી—તંદુરસ્તી વધી પડે ત્યારે તો રોગચાળો ય આવકારદાયક છે.

કૃષ્ણલાલ—[ઘડિયાળ સામું જોઈ] સાડા દસને ચાર. ચાર મિનીટ. પચી ચોકુ સો. સો શબ્દ. દાયે તરીએ તીસ. એક તૃતીયાંશ પાનું. પાંચ આના ચાર પાઈનું ફોગટનું નુકસાન.

વાણી—જીવાઈમાંથી કાપી લેજો.

કૃષ્ણલાલ—[કલમ મૂકી દઈ] ત્હમારે તકરાર કરવી છે?

વાણી—તકરાર જ કરવી હોત તો હજુ બારણામાં જ ન ઊભી રહેત.

કૃષ્ણલાલ—જો આથી ત્હમે એમ માનતાં હો કે હું ત્હમને અહીં આવી એકાદિક ખુરશી શોભાવવાનું કહીશ તો મ્હારે કહી દેવું જોઇએ કે ત્હમે ભૂલ કરો છો.

વાણી—એવી ભૂલ મ્હારાથી થાય પણ કેમ ? પણ હું તો આવી હતી બીજા કામે.

કૃષ્ણલાલ—બોલો. બાકી ઇન્કમટેકસવાળો મ્હારો હિસાબ બરાબર જુવે છે અને કમબખ્ત પ્રકાશક તો હવે પાનાંમાં લેડ પણ નખાવતો નથી. એટલે...

વાણી—જીવાઈનું ભૂત તમારા મન પર એટલું સવાર હોય તો મ્હારે એ જીવાઇ નથી જોઈતી. હું...

કૃષ્ણલાલ—[વાણીને આગળ વધતી અટકાવી] કેમ કાંઈ બીજી જોગવાઇ કરી છે? [કલમ હાથમાં પકડી નિરીક્ષણ કરતો હોય તેમ] મ્હને કાંઇ વાંધો નથી.

વાણી—હૈયે હોય એ આટલું વહેલું હોઠે આવતું હશે એ હું નં'તી જાણતી. હું તો ત્હમને પૂછવા આવી'તી. પહેલાંના દિવસો...

કૃષ્ણલાલ—અરે ભલી બાઇ, ગઇ ગુજરી કાં ઉકેલે છે ? ભૂલવા મથું છું એ પાછું નજર આગળ ધકેલે છે!

વાણી—ભૂતકાળનો ત્હમને એટલો ભય છે ? શા માટે ?

કૃષ્ણલાલ—એ દુઃખ, એ ગરીબી, એ કંગાલિયત. [સંતોષથી] એ સહુ આજ ભૂતકાળ બન્યું છે. નથી, મને એનો ભય નથી. પણ એને યાદ કરવાનું પણ મને કારણ નથી. ભયંકર સ્વપ્નને સ્મૃતિમાં જકડી રાખવાથી ફાયદો ય શો ?

વાણી—ભલે એ દુઃખ હતું. પણ એમાં આનંદ હતો, જીવનનો ઉલ્લાસ હતો.

કૃષ્ણલાલ—ના, ના, ના. એ બધો ભ્રમ છે. કંગાલિયતને કોઠે પાડવાની તરકીબ છે. ભૂખ્યા પેટને સંતોષ કેવો ? ઉલ્લાસ કેવો ? આનંદ કેવો ?

વાણી—ભલે પેટ ભૂખ્યું રહ્યું. દિલ તો તૃપ્ત હતું ને!

કૃષ્ણલાલ—વળી ત્હમે વાર્તાનાં પાત્રો જેવી વાત કરવા માંડી! હશે. [કંટાળો બતાવતો] બીજું કાંઇ?

વાણી—હા, થોડુંક જ. ફરીથી કેટલી મિનીટ બગડી એનો હિસાબ ત્હમારે નહિ કરવો પડે.

કૃષ્ણલાલ—ઉપકાર.

વાણી—જરાક જ ખ્યાલ કરો. ફાનસને આછે અજવાળે મધ-રાત લગી ત્હમે ઢસરડો કરતા અને સમજાવી, ધમકાવી, મનાવી હું એ કાગળ અને સીસાપેન ત્હમારા હાથમાંથી લઇ લેતી. બીજું તો બધું જવા દઇએ તો યે ત્હમારાં પાત્રોને ત્હમારા દિલની હુંફ મળતી. એ માનવી રહેતાં.

કૃષ્ણલાલ—કેમ જાણે અત્યારે તો આ વીજળીનો દીવો અને પેન આવ્યાં એટલે જાનવર બન્યાં હશે? જરાકે ફેર નથી પડયો. હતી એવી જ, એટલી જ તરંગી.

વાણી—જાનવર બન્યાં છે કે નહીં તે તો હું નથી જાણતી; પણ માનવી નથી રહ્યાં એ તો હું જાણું છું.

કૃષ્ણલાલ—શું કહ્યું? શું કહ્યું? આ કહેવા તું-ત્હમે અહીં આવ્યાં છો?

વાણી—ક્યારેક, કોક ઘડીએ, કોઇએ તો ત્હમને એ કહેવાનું જ હતું. સુખપાલ અને આરામમાં માનવતા ઓગળે છે એ સાંભળેલી વાત હતી. [એક નાનકડા નિશ્વાસ સાથે] આજે અનુભવી.

કૃષ્ણલાલ—એ વાત જ ખોટી છે. એવું બને જ નહીં. સર્જક તો દૃષ્ટા પણ છે. આવી ક્ષુલ્લક બાબતો એને અડી જ ન શકે.

વાણી—એવું હોય તો મ્હારા જેટલો આનંદ બીજા કોઇને નહીં થાય. જય જય.

કૃષ્ણલાલ—બસ જાવ છો? આવજો. જય જય.

વાણી બારણું અટકાવી જાય છે. કૃષ્ણલાલ શૂન્યમનસ્ક બારણા સામું જોઈ રહે છે.

કૃષ્ણલાલ—હં. [નજર ફરતી ફરતી ઘડિયાળ પર પડે છે] ઓહોહો! પોણા અગિયાર વાગ્યા? વખતે ક્યાં જાય છે? જ્યાં હાથ જામ્યો'તો ત્યાં જ—બરાબર ત્યાં જ—શી લાગણી ઊભરાઈ ચાલી છે? માનવી નથી રહ્યાં? હા...હા...હા...! મગજના બુદ્દા બધા. [કલમને હાથમાં ફેરવે છે] મનનો સંતોષ અને દિલની તૃપ્તિ! જૂઠા શબ્દો. [ઊભો થઇને] જવા દે એ વાત બધી. ભલો થઇને ઊંઘી જા. આવી વાત પર ઊંઘનાં પડ જ ચઢવાં જોઇએ.

મેજ પરની બત્તી ઓલવે છે. ઓરડામાં અંધારું થાય છે. બારીના પડદેથી ગળાઇ આવતા પ્રકાશમાં અને રેડિયોની નાનકડી બારીના ઉજાસમાં ઓરડો વિશાળ બને છે.)

આ રેડિયો ક્યારનો આરડ્યા કરે છે! [પલંગ પર લંબાવતાં] હમણાં જંપી જશે પેલો 'આદાબ અર્જ' કરીને ઊભો થશે ત્યારે. કોણ ચાંપ દબાવે છે? [બગાસું ખાતાં] હા, હા. કોઇક વૈજ્ઞાનિકે આ શોધ કરવા જેવી છે. ઊંઘને ને બગાસાંને શો સંબંધ છે? શેઠ વાણોતરનો? કે નિષ્ફળ પ્રેમીનો? કે...હા, હા. [ચપટી વગાડે છે] આદતે કેવી છે? બગાસું આવ્યું એટલે ચપટી વાગી જ જાય છે.

ધીરે ધીરે ઊંઘી જાય છે.

રેડિયો બંધ થઇ જાય છે.

ઘડિયાળ અડીખમ અવધૂતની આહાલેક જેમ ટકટકારો કર્યા કરે છે.

બારીમાંથી આવતો પ્રકાશ પણ હવે ઓછો થાય છે. વખત વહે જાય છે.

અચાનક પેલી પુસ્તકની આભરાઇ ઉપર ઝળાંહળાં થઈ રહે છે. પુસ્તકો વિરાટ કદ ધારી આગળ આવે છે. એમની પીઠે લાગેલા સોનેરી અક્ષરો ઉકેલતાં પણ મુશ્કેલી પડે એવા એ વિરાટ અને ઝબકારા મારતા થાય છે.

પુસ્તકો આગળ આવે છે અને કોઇ ભવ્ય પ્રાસાદમાંથી સભાજનો વિખરાતા હોય એમ એ પુસ્તકોમાંથી સ્ત્રી પુરુષોની એક લાંબી કતાર રંગ-મંચ પર આવે છે. બધાં ખૂબ સેળભેળ થયેલાં છે, છતાં એક ભેદ કળાય છે. ઘરડાં જેવાં છે તે ગરીબ છે, ચીંથરેહાલ છે, હાડકાંનાં માળખાં છે. જુવાન છે તે અક્કડ ફક્કડ જણાય છે. નવનવી ફેશનવાળાં કપડાં અને ટાપટીપમાં ય એમનાં સુંદર, સુદૃઢ શરીર વરતાય એમ છે. જુવાન સ્ત્રીઓ તો જાણે ચિતારા અને શિલ્પીઓની કૃતિઓમાં પ્રાણ ફૂંકાયો હોય એવી ફૂટડી સપ્રમાણ અને સૌંદર્યભરી છે.

સફેદ કણને વહેતી કીડીઓના કટક જેવા આ શંભુમેળામાં એક બીજી વાત પણ દેખાય છે. ઘરડાઓએ પેટે હાથ દીધા છે, જુવાનોએ એક હાથ લંબાવી બીજા હાથે હૈયું દબાવ્યું છે.

બહાર આવી બધાં સ્ત્રી પુરુષ સગવડ પ્રમાણે ગોઠવાય છે. કેટલાક તો શરીર સમાશે પણ મિજાજ નહીં સમાય એ બીકે ઊભાં જ રહે છે.

એક જુવાન—[ઉઘાડું માથું, કલામય પીંખાયેલા વાળ, બે ઓરિયાં ખૂલ્લાં રાખેલી કફની અને પહોળા લેંઘા સાથે] બધાં આવી ગયાં ?

બીજો જુવાન—[હૈયું દબાવી] લીલ્‌...

એક વૃદ્ધ—નવીન, અહીં પણ ત્હારો બકવાદ ન ગયો?

જુવાન બીજો (નવીન)—પપ્પા ડીઅર, ત્હમે સ્હમજ્યા નહીં. હું તો એમ કહેતો હતો જગદીશભાઇને, કે અહીં પણ એ રૂપગર્વિતા.. ન આવી.

વૃદ્ધ—લવારે ન ચઢ.

નવીન—આ લવારો! વાસ્તવિકતાથી દૂર અને દૂર ભાગતું જગત જાણી લ્યે કે આ લવારો નથી. આ છે એકરાર. નંદવાએલાં હૈયાંનો એકરાર. તૂટી પડેલી આશાની ઇમારતનો એકરાર.

જગદીશ—Quiet! Quiet! Don't be silly! મૂર્ખો ન થા, નવીન!

નવીન—Silly? How dare you? આવું ભયંકર અપમાન? અને તે ય લીલાનું?

જુવાન છોકરી—જાણે લીલા તો ત્હારે શું ય થતી હોય એમ! જોડાની ઊંચી એડીથી ત્હારો પેલો દાંત બત્રીસીમાંથી ઢીલો કરી નાખ્યો હતો તે ભૂલી ગયો!

નવીન—એ યાદ ન કરાવ, ઓ અદેખી ઓરત! રૂઝાતા ઘાને ન ખોલ. ભૂલવા મથું છું. એની યાદને ભૂલવા સિગારેટ પીઉં છું. ફેફસાંમાં કાણાં પડે અને મ્હને ક્ષય થાય, હું મરી જાઉં! કેવો આનંદ? કેવી શાન્તિ? પણ કયાં છે શાન્તિ? કયાં છે આનંદ? સિગારેટમાં એટલી શકિત ન જોઇ એટલે દારૂ તરફ વળ્યો, પણ વાસ્તવિકતાની મર્યાદા આડે આવી. ઠામઠામ દારૂબંધી નીકળી. કમનસીબોને મોત પણ દુસ્વાર છે.

જુવાન છોકરી—મોત જ જોઈએ છે ને ત્હારે? તો શા માટે વીજળીના પ્લગમાં હાથ નથી નાખતો?

નવીન—કરી જોયું હોત, એ પણ કરી જોયું હોત, આવેશા! પણ અફસોસ! I am a good conductor of electricity યદુકુલનંદનને વીજળી ફઈ કેમ દઝાડે?

જગદીશ—તો ત્હને આપઘાતનો એક પણ રસ્તો ન જડયો?

નવીન—નહીં, રસ્તા તો ઘણા જડયા.

આવેશા—ભાઇસાહેબને મરવું કયાં છે? આ તો અંગ્રેજ સરકાર જેમ લુખો દમ જ માર્યા કરે છે કે હું મરી જાઉં છું, હું મરી જાઉં છું.

નવીન—Be sensible. આવેશા, સાચી વાત એ છે કે લીલાએ જયારથી મ્હને તરછોડયો, મ્હારા અરમાનોની કુમળી વેલને કચડી નાખી...

આવેશા—[વચ્ચે જ બોલી ઊઠતાં] એના બૂટની એડીમાં એટલી તાકાત હતી ?

નવીન—on't interrupt. વચ્ચે ન બોલ. એ બૂટની જાત અને એના વેચનાર વિષે તું લીલાને પૂછી શકે છે. હાં. જ્યારથી મ્હારી આશાઓ પર એણે હિમાચલનો તુષાર નાખ્યો ત્યારથી મ્હારો આત્મવિશ્વાસ ડગી ગયો છે. ધારો કે હું આપઘાતની કોશિષ કરૂં અને નિષ્ફળ થાઉં તો?

વૃદ્ધ—તો મ્હારે મન તો તું નવે અવતારે આવ્યો.

નવીન—પપ્પા, ત્હમે આમાં ન સમજો.

જગદીશ—કાકા, કરવા દોને એને લવારો.

નવીન—હજુ લવારો ? હશે. જગતભરનું પાંડિત્ય અને આલમ-ભરની બુદ્ધિ નહીં સમજી શકે પ્રેમીનાં હૈયાંને.

આવેશા—Hear, Hear! [બીજી છોકરી તરફ વળી] Smart છે, નહીં ?

અત્યાર સુધી મૂંગી બેઠેલી એક સ્ત્રી—અરે ભાઈ! અમે સમજીએ એવું તો બોલો ?

આવેશા—Excuse me, I did not know that you did not know English.

જગદીશ—અને એ એકરાર પણ અંગ્રેજીમાં !

આવેશા—Oh Sorry! But you see, અહીં હોય અને એને અંગ્રેજી ન આવડતું હોય એમ કલ્પી જ કેમ શકાય? અશક્ય છે, અશક્ય એમ હોવું.

અત્યાર લગી મૂગા રહેલા મેલાઘેલા લોકમાંથી એક—તે ત્હમે તો અંગ્રેજીની વાત કરો છો પણ અહીં તો કાળા નામે અક્ષર કોને આવડે છે ?

નવીન—ગૂજરાતી પણ નહીં, કરસનભાઇ?

કરસનભાઈ—અરે ભોઈ, અમારે માટે તો એ બધું ય તુમડા-માંના કાંકરા જેવું છે.

નવીન—હવે મને જડયું. આટલા વખતથી શોધતો'તો તે કારણ હવે મ્હને જડી ગયું.

આવેશા—લીલાએ પેલી બેડીની છાપ કેમ બેસાડી એનું?

નવીન—આવેશા, તું નહીં સમજી શકે. પટાવી ખા બિચારા ઊર્મિલને.

ઊર્મિલ—ત્હેં મ્હારૂં નામ દીધું? શા માટે? શા કારણે? કયો છે ત્હારો કાંઇ વાંક ગૂન્હો?

નવીન—અરે બિરાદર! ત્હારો તો ઉલટો ઉપકાર છે મ્હારા પર.

ઊર્મિલ—તો પછી શા સારૂ મ્હારા નામની બદનક્ષી કરે છે?

નવીન—લે માફી માગું ત્હારી—બસ?

ઊર્મિલ—મ્હારી નહીં. આવેશાની માગ.

આવેશા—અહીં કોણ માફ કરવા બેઠું છે?

જગદીશ—અરે! પણ અમે કયારના ઊભા છીએ એનું શું? તું પેલું ત્હારી શોધ વિષે કહી દે એટલે અમે આપણી સભાનું કામ શરૂ કરીએ. લે, બોલી જા.

નવીન—હું એમ કહેતો હતો કે અમ યુવાનોનાં હૈયાંને સમાજ નથી સ્હમજી શકતો એનું કારણ એ છે કે સમાજ અજ્ઞાની છે, અભણ છે. નેપોલિયનનું મહાવાકય જરા સુધારા સાથે કહું તો—

**કહે નવીન આ દેશને કરવા પ્રેમનિધાન**
**સરસ રીત તો એ જ કે લે સહુ અક્ષરજ્ઞાન**

હા. જો બધાં ભણેલા હોય તો મ્હારી અને લીલાની વચ્ચે અંતરિયાળના મહાસાગર ન પથરાત. સમાજ મ્હારી અને લીલાની વચ્ચે.........

ઊર્મિલ—ન ધરત.

આવેશા—અને ધરત તો યે રબ્બરની એડી લગાવીને ધરત.

જગદીશ—હવે પતી ગયું ત્હારૂં પૂરાણ?

નવીન—જગદીશભાઇ! ત્હમે લોક શું જાણો ઘાયલ દિલની ગત? પાગલ પ્રેમીના દિલની વાત પૂછો પેલા મજનુને. પૂછો, કોઇ પૂછો પેલા રોમિયોને......

જગદીશ—હવે જ્યારે હું મજનુ કે રોમિયોને મળીશ ત્યારે પૂછી લઇશ (આજુબાજુ જોઇ) બધાં આવી ગયાં છે?

કરસન—ના, જગદીશભાઇ. મનોજ, સરિતા, રેવા અને શ્યામુ-કાકા નથી આવ્યા. કહે છે કે ભૂખ્યા પેટે અમારાથી તો ચલાતું ય નથી.

જગદીશ—શું માણસો છે? અહીં આને 'પ્રેમ' 'પ્રેમ' વિના બીજું સૂઝતું નથી. ત્યાં પેલાઓને 'ભૂખ' 'ભૂખ'નું ધ્યાન ધરવું પડે છે.

વૃદ્ધ—પણ એમના આવ્યા વિના તે આપણું કામ કેમ કરીને આગળ ચાલવાનું હતું?

કરસન—બાપલા, પણ એ આવે કેમ કરીને? જરા ય આય તો જોઇએ કાઠામાં!

વૃદ્ધ—શિવ, શિવ, શિવ.

જગદીશ—પણ એનો કાંક ઇલાજ તો કરવો જ પડશે! એમને લીધે કાંઇ આજની સભા ઓછી અટકશે?

કરસન—તે જગદીશભાઈ, આ સભા ભરીને આપણે કરવાના શું?

નવીન—હા. લીલા વિનાની તે કોઈ સભા હોઈ શકે!

ઊર્મિલ—નવીન, ત્હારી ધગશ જોઇને લીલાની જગાએ હું હોઉં તો આપઘાત કરૂં.

આવેશા—આપઘાત? [એના અવાજમાં ગભરાટ છે]

જગદીશ—અરે ! ત્હમને લોકને તે પ્રેમ અને આપઘાત સિવાય બીજું કશું સૂઝે છે?

નવીન—જગદીશભાઇ, એમ વારે વારે દમ ન માર્યા કરો. અમારાં મન એવાં ઘડયાં એમાં અમે શું કરીએ?

ઊર્મિલ—અને દુનિયામાં બીજું કરવાનું પણ શું છે?

નવીન—પ્રેમ નથી તો દુનિયા નથી. કોયલનો કંઠ લઇ લ્યો અને એને જીવવાનું કહો. સજા છે સજા એ તો.

જગદીશ—જો ત્હારે માથું જ ખાવું હોય તો આપણું સભાનું કામકાજ માંડી વાળીએ.

કરસન—તો તો ભાઇ પહેલેથી જ કહેવું હતું ને! ભૂખ્યે પેટે અહીં લગીનો ધક્કો ન ખાત!

વૃદ્ધ—તે કરસનભાઇ, ત્હમારે ત્યાં આવું કેમ છે?

કરસન—એ તો કોને ખબર? પણ જ્યાં લગી, કૃષ્ણલાલ અને વાણી ભેળાં હતાં ત્યાં લગી જે જન્મ્યાં એમને ભૂખમરો જ વેઠવો પડયો.

આવેશા—જરા થોભો; જગદીશભાઈ. આજે તો કૃષ્ણલાલે સરજેલાં બધાં પાત્રોની પરિષદ છે ને?

જગદીશ—ત્યારે અત્યાર લગી ભટ ભણે છે કે ટીપણાં ફાડે છે?

ઊર્મિલ—ત્હમને તો વાત કરતાં પણ નથી આવડતું. સ્ત્રીસન્માનની ભાવના કેળવો જરા.

નવીન—હું એ જ કહું છું:—

'કહે નવિન આ દેશને......'

કરસન—એ સાહેબ, એ ભાષણ હવે બંધ કરો. નહીં તો અમે ઘેર જઇએ.

આવેશા—જગદીશભાઈ, મ્હને ઘણી વાર એમ થાય છે કે આવાં ભિન્ન ભિન્ન જાતનાં પાત્રો એક જ માણસે શી રીતે

જગદીશ—અહીં જ મૂકો. મનોજ, સરિતા, રેવા, ત્હમે બધાં અહીં આવી જાઓ. આવેશા, ઊર્મિલ, નવીન વગેરે તમારે માટે ખાવાનું લાવ્યાં છે.

મનોજ—ખાવાનું ?

સરિતા—શું ખાવાનું ?

રેવા—કેવું ખાવાનું ?

નવીન—કેવાં માણસો છે ? Manners, સભ્યતા, કશાનું ભાન છે કે નહીં ?

ઊર્મિલ—[અર્ધસ્વગત] જંગલી !

આવેશા—બિચ્ચારા !

મનોજ—કેમ, અમે અસભ્ય, એમ ? ખાવાનું તો શું, ખાવાનાનો ખ્યાલ પણ અમારે મન દુસ્વાર થયો છે ત્યારે ત્હમને સભ્યતાની પડી છે ? ત્હમારી ભર્યા પેટની સભ્યતા રહે ત્હમને મુબારક.

સરિતા—અરે ! પણ એ ખાવા શું લાવ્યા છે એ તો જો !

નવીન—[લળી લળી જતાં] સરિતા બહેન, જુવોને, અમે બિસ્કીટ, ચોકલેટ, ચહા બધ્ધું લાવ્યાં છીએ.

રેવા—બિસ્કીટ !

સરિતા—ચોકલેટ !

મનોજ—ચહા !

બધાં એક બીજાના સામું જુવે છે.

જગદીશ—તમે ચોકલેટ ને ચહા લાવ્યા છો ?

નવીન—હા. કેમ ?

ઊર્મિલ આવેશા સામું જુવે છે.

જગદીશ-[હાથ મસળતો] ચોકલેટ ! ચહા ! બિસ્કીટ ! ચાલવાની આશ ગુમાવી બેઠેલાંને ત્હમે ખાવા આપો છો—ચોકલેટ ! ચહા ! બિસ્કીટ ! અક્કલની પાછળ લઠ્ઠ લઇને પડવાની જરૂર ક્યારથી પડી છે ?

નવીન—You don't realize—ત્હમે સ્હમજતા નથી, જગદીશ. અમારા ઘરમાં આ સિવાય બીજું કશું હોતું જ નથી. Sincerely! ત્હમારા સમ!

જગદીશ—સમ be blown. તું એમ કહેવા માગે છે કે ત્હમે આ ચહા ચૉકલેટ પર જીવો છો!

ઊર્મિલ—તદ્દન સાચું! અમે એ જ ખાઈએ છીએ. અમે બીજો ખોરાક કદી ય જોયો જ નથી.

આવેશા—સભ્ય માણસોને માટે આ સિવાય બીજો કયો ખોરાક હોઇ શકે? [ખભા ચઢાવી] રોટલા? [સિત્કાર બોલાવી] છી...

કરસન—બોન બા, એ રોટલા ખાધા છે કદી?

આવેશા—હું એ રોટલાને હાથ અડાડું? એ પહેલાં તો હું ઊર્મિલને પરણવાનું પસંદ કરૂં. [ઊર્મિલ ચોંકે છે] આપઘાત કરવો તો ઓછા આઘાતવાળો શા માટે કરવો?

ઊર્મિલ—[મુઠ્ઠીઓ વાળી] આવેશા! [એનો શ્વાસ ભરાઇ જાય છે. એનાથી બોલાતું નથી.]

નવીન—ઊર્મિલ! તું તો ઊર્મિલ જ રહ્યો. આવું તે ધ્યાન પર પણ લાવવાનું હોય? Please dont stoop to commonplace! સામાન્ય ન બન.

આવેશા—મ્હને Commonplace કહે છે? ત્હારી આ હિંમત?

મનોજ—જગદીશભાઈ; આ જોવા ત્હમે અમને ઊપાડી લાવ્યા?

જગદીશ—હું ઘણો દિલગીર છું, મનોજ. આ વેજામાં તો હું પોતે પણ મૂંઝાઈ જાઉં છું. પણ આપણે મુદ્દાની વાત પર આવીએ.

રેવા—મોટાભાઇ, મ્હારાથી ઝાઝું બોલાતું નથી પણ હું એટલું કહું કે ભૂખ્યા પેટે આપણાથી કાંઇ નહિ થાય.

ઊર્મિલ—કેટલી ચબરાક છોકરી છે?

આવેશા—એ ઊર્મિલ!

ઊર્મિલ—અદેખાઇ ન કર. ગુણનાં વખાણ તો ગમે ત્યાં કરવાં. કમળ તો જ્યાં મળે ત્યાં વંદનીય.

નવીન—May I add? હું ઉમેરૂં? અને સ્ત્રી......

જગદીશ—Shut up! ચહા ચોકલેટ પર પ્રેમનું સામ્રાજ્ય સ્થાપવાનું ત્હમારૂં ભાષણ અમારે કશા યે કામનું નથી. [બીજાઓને ઉદ્દેશીને] દોસ્તો, આજે સમય આવી લાગ્યો છે, જ્યારે આ પૂંઠા પાછળના પિંજરામાં આપણને પૂરનારને આપણે પૂછી લેવું જોઇએ કે આપણા કયા વાંક ગુન્હે આપણને આ જીવન જીવવાની સજા થાય છે? આપણી મુસ્કેલીઓ વિષે મ્હારે ત્હમને નથી કહેવું, પણ મ્હને લાગે છે કે અહીં રહીને માણસ મટી જવા કરતાં મરી જવું લાખ દરજ્જે સારૂં છે.

નવીન—Hear! Hear! હું પણ ક્યારનો એ જ કહું છું. જીવનદીપને નિરાશાનાં અંધારાં આવરી લેતાં હોય, અરે! પ્રેમનગરનો દીવડો......

કરસન ફટકો મારી નવીનનું મોં બંધ કરે છે. ઊર્મિલ કરસનને હાથ પકડી રોકે છે

ઊર્મિલ—You can't do that. ત્હમે એ નહીં કરી શકો. આ દેશમાં સહુને વાણીસ્વાતંત્ર્ય છે. વ્યક્તિસ્વાતંત્ર્યના આ જમાનામાં......

જગદીશ—વાણીથી જ સ્વાતંત્ર્ય મેળવવા ઇચ્છનાર ભડવીર, એ કેમ ભૂલી જાઓ છો કે આ દેશમાં કેટલાકને ભૂખે મરવાનું પણ સ્વાતંત્ર્ય બક્ષાયું છે.

આવેશા—પણ ભૂખ્યા શું કરવા રહે છે? ખાય નહીં ચોકલેટ!

સવિતા—બ્હેન, અમે દયાની ભિખ નથી માગતાં પણ શા સારૂ અમને અપમાનો છો?

જગદીશ—દોસ્તો, આપણી પાસે બીજો ઇલાજ નથી. આપણે એની પાસેથી જવાબ લેવો જ જોઇએ.

કરસન—હા, ભાઈ. એનો જવાબ લેવો જ જોઇએ. મારા વાલીડાને બીજું બધું તો ભલે સુઝ્યું પણ એમ કયમ લખ્યું કે ગામડાં તો બસ સ્વર્ગ છે? દીઠી છે ભાઇસા'બે ગામડાંની સિક્કલ? કરી દીધો ખૂમ ભેગો ચીચીઓ. ગામડાંમાં તો નવે નિધ છે, દયા છે, પ્રેમ છે, અહિંસા છે, ત્યાગ છે. અરે ભાઇ, જરા અહીં આવીને તો જો, કેટકેટલા કીડા ખદબદે છે તે!

જગદીશ—તો તમને બધાંને મંજૂર છે?

ઊર્મિલ—મત લ્યો છો? ક્યા બંધારણસર? You can't act unconstitutionaly.

જગદીશ—[ઊર્મિલને બે હાથે ઊચકી] જા, ત્યાં જઇને બંધારણપૂર્વક ચોકલેટ ખાધા કર અને પ્રેમ કર્યા કર. [બધાં ઊભાં છે એની પાછળ જઇ જમીન પર પછાડે છે. ઊર્મિલ હાથ પગ ઉછાળતો 'Murder Murder! ખૂન! ખૂન!' ની બૂમો મારતો રહે છે.]

આવેશા—નવીન, આક કૂટ ઊંચે હવા કેવી હોતી હશે?

નવીન—વધુ ચોખ્ખી.

જગદીશ—[પાછો ફરીને] તો ચાલો, કરસન, આ બધાંની ઝોળીઓ ઊચકાવી લ્યો.

બધાં ચાલવા માંડે છે. ઝોળીઓમાં મનોજ વ૦ ને લઈ કરસન વ૦ આગળ ચાલે છે.

આગળ આવી ગયેલાં પુસ્તકો પાછાં હટે છે. ટોળું કૃષ્ણલાલના આટલાને વીંટળાઈ વળે છે.]

જગદીશ—કૃષ્ણલાલ, અહીં હાજર થયેલાં ત્હમારાં બધાં પાત્રોને નામે હું ત્હમને પૂછું છું કે અમને આવી અમાનુષી સજા કરવાનો ત્હમને શો હક્ક હતો? શા માટે આ ભૂખ્યાં છે? શા માટે આ ચોકલેટ ખાઇને જીવે છે? શા માટે આમને પ્રેમ સિવાય બીજું કશું સૂઝતું જ નથી?

નવીન—On a point of information; શા માટે ત્હમે અમને પ્રેમમાં નિષ્ફળ કરો છો? શા માટે મ્હારે......

આવેશા—શા માટે આ ઊર્મિલ મ્હારી પાછળ પડ્યો છે?

નવીન—હમણાં ત્હને નિરાંત રહેશે આવેશા! બિચારો ઊર્મિલ તો એ ત્યાં આખાં હાડકાંની ગણત્રી કરતો બેઠો!

કરસન—શા માટે અમને 'ગામડું સારું, ગામડું સારું' કહી ગામડે ધકેલ્યાં?

વૃદ્ધ—શા માટે આવા કપાતરનો મ્હને વડિલ બનાવ્યો? અને...અને...(આજુબાજુ જોઇ ધ્રૂજતા અવાજે) શા માટે મ્હારી આંખોને સદા ય જુવાન છોકરીઓ પાછળ ભમતી કરી?

કૃષ્ણલાલ પડખું બદલે છે

મનોજ—એમ જ! એમ જ! ભૂખ્યે પેટ અમે ય એમ જ પડખાં બદલીએ છીએ.

સરિતા—ત્હમે જીવનમાં કોઇ સ્ત્રીને જોઈ છે કદી કે સદા ય માતાનું જ સ્વરૂપ મ્હારામાં આરોપ્યું?

જગદીશ—જવાબ દો. આજ અમારે ત્હમારો જવાબ જોઇએ છે: ત્હમને સર્જનનો આનંદ હો કે ન હો. સરજત પર ત્હમારા સ્વાનુભવની છાપ હો કે ન હો. જ્ઞાત કે અજ્ઞાત મનના ઓળા ત્હમારા પર ઊતરતા હો કે ન ઊતરતા હો. એ સાથે અમારે જરા ય લેવાદેવા નથી. અમારે તો જવાબ જોઇએ છે.

કૃષ્ણલાલ—[ ઊંઘમાં ] મ્હને હતું જ કે તું—ત્હમે જવાબ લેવા આવશો.

હાથમાં બૂટ સાથે લીલા દોડતી આવે છે.

લીલા—અને ત્હમે મ્હને પણ પૂછી લેવા દ્યો. શા માટે એક જ બૂટની એડીથી લગભગ આખી દુનિયાને ડામવાની મ્હને ફરજ પાડી?

નવીન—Oh, ministering Angel thou!

લીલા—શા માટે મ્હને બીજી બૂટની જોડી પણ ત્હેં ખરીદવા ન દીધી? જવાબ દે.

મોં પર બૂટ મારે છે. કૃષ્ણલાલ બેબાકળો જાગી ઊઠે છે.

કૃષ્ણલાલ—વાણી!

કળવિકળ આંખો ચારે બાજુ ફેરવે છે. પુસ્તકો ફરીથી એમનાં પાત્રોને પૂંઠા વચ્ચે ગિરફતાર કરી પૂર્વવત્ ગોઠવાઇ ગયાં છે. રેડિયોમાં મંદ પ્રકાશ બળ્યા કરે છે.

કૃષ્ણલાલ—[ નિસાસો નાખી ] બધા ય મનના ગુંદા?
માથે ઓઢે છે

ધીરેથી પડદો પડે છે.



## પારખું

ડૉ. પીયૂષ * અનિરૂદ્ધ * મનમોહનદાસ
* નરરત્નમણિરાવ * ગમન

સ્થળ : દવાખાનું.
સમય : સવારના ૧૦.

ડૉક્ટર—હમણાં જ વિઝિટેથી આવ્યો.

અનિરૂદ્ધ—હવે રાખને ભાઇ.

ડૉક્ટર—અનિરૂદ્ધ !

અનિરૂદ્ધ—શું છે ?

ડૉક્ટર—ત્હમે આમને આમ.....

અનિરૂદ્ધ—[અધવચથી અટકાવી] પણ ત્હમે ત્હમે શેનો મરે છે ?

ડૉક્ટર—Say.

અનિરૂદ્ધ—હવે. સાંભળ્યું ત્હારૂં say.

ડૉક્ટર—you don't understand. તું સમજતો નથી. મ્હારા staff ના દેખતાં.

અનિરૂદ્ધ—[ખડખડાટ હસતાં] ત્હારો staff ! હા. હા. હા.

ડૉક્ટર—I mean my Compounder.

અનિરૂદ્ધ—સાથે પેલા હરિજનને પણ ગણાવને ! મહિને આ આના પરખાવે છે કે બધું પીળે પાને ?

ડૉક્ટર—I do not know how to teach you to talk.

અનિરૂદ્ધ—પહેલાં જાતે શીખને.

ડૉકટર—એટલે ત્હારે કહેવું શું છે?

અનિરૂદ્ધ—હું એમ કહું છું કે આપ કશા જ કામ વિનાના અહીં બેઠા હતા એવી નક્કર વસ્તુસ્થિતિથી મ્હને વાકેફ કરવાની સભ્યતા આપે શીખી લેવી.

ડૉકટર—વારૂ [મોટા શોશામાં મોં ધોવે છે.]

અનિરૂદ્ધ—જો ભાઇ એમ દેખાડે પંડિતાઇ મળતી હોત તો પેલો છગનો સહદેવ જોશીનો અવતાર ગણાત.

ડૉકટર—ભાઈ હવે ટૂંકું પતાવીશ?

અનિરૂદ્ધ—અરે ભલા'દમી ઉલટો ઉપકાર માનને કે માખ મારવાની મહાન હિંસામાંથી હું ત્હને ઉગારૂં છું.

ડૉકટર—એટલે તું અહીં લઢવા જ આવ્યો છે?

અનિરૂદ્ધ—અરે ભાઈ! લઢે ક્યાં પાલવે? જો આપણે બે લઢીએ. ચોક્કસ જ તું મ્હને તમાચો મારે. મ્હારો આ હાલતો દાંત પડી જાય. મ્હારે નવો નંખાવવો પડે. ત્હારે મફત નાખી દેવો પડે. તું કમાતો હોય તો તો ઠીક પણ......

ડૉકટર—Humbug.

અનિરૂદ્ધ—એ હમ્બગ તમ્બગમાં હું કાંઈ ન જાણું.

ડૉકટર—[કંટાળી] ત્યારે આપ જાણો શું?

અનિરૂદ્ધ—અરે હા યાર. બરાબર યાદ આવ્યું. ડોકટર, દોસ્ત!

ડૉકટર—ભાઇ! હવે તો તું નામ પાડે તો ઉપકાર...

અનિરૂદ્ધ—પણ અલ્યા પીયૂષ...

ડૉકટર—Nonsense ડૉ. પીયૂષરાયજી કહો.

અનિરૂદ્ધ—એ તો પાટિયા ઉપર લખવાનું–બોલવાનું નહીં. પણ ડોકટર......

ડૉકટર—[ખીજાઈ] છે શું તે કહેને?

અનિરૂદ્ધ—એ જ. બીજાતો હોય તો રહેને તું ત્હારે ત્યાં. આ ચાલ્યો હું તો. પછી કાંઈ થાય તો દોગામી ના દેતો.

ડૉકટર—વારૂ ! [ રીવોલ્વીંગ ચેરમાં પડખું ફેરવે છે. ].

અનિરૂદ્ધ—સારૂ ! [ઊભો થાય છે.]

ડૉકટર—આવજે...

અનિરૂદ્ધ—શું કામ ? અપમાન સહેવા ? ઉલ્ટું ત્હમારા ભલા માટે આવીએ ત્યારે ત્હમે...

ડૉકટર—જરા સભ્યતાથી બોલતા હો તો...

અનિરૂદ્ધ—સભ્યતા ! પણ હું શું કહેતો'તો ? [ માથું ખંજવાળતાં] હાં. બરાબર યાદ આવ્યું. [ડો૦ ની પીઠ થાબડી] શાહબાશ દોસ્ત Congratulations.

ડૉકટર—[મલકાતાં] બહુ મોડા થયા.

અનિરૂદ્ધ—ડૉકટર, દોસ્ત ! Better late than never. પણ ધીરજનાં ફળ મીઠાં છે તે વાત ત્હેં સાબીત કરી હોં. નીલુ જેવી છોકરી આખી નાતમાં ત્હને ન મળત. હા. હા. હા.

ડૉકટર—[ સંતોષના હાસ્યથી ] જોજે કાંઇ હૃદય ઉભરાઈ ન જાય.

અનિરૂદ્ધ—પણ ડૉકટર ! ત્હમારી પરીક્ષા હવે છે એ ખબર છે?

ડૉકટર—ના. કેમ વારૂ ?

અનિરૂદ્ધ—ત્હમારા સસરા ત્હમને જોવા, પરખવા, આવ્યા છે.

ડૉકટર—મ્હારા સસરા ! તે જીવે છે?

અનિરૂદ્ધ—ત્યારે! જુવાનિયાં વિરૂદ્ધ ન પડે તો બીજીવાર ફેરા ફરવાની પણ ઉમેદવારી ધરાવે છે.

ડૉકટર—તે અહીં આવ્યા છે ?

અનિરૂદ્ધ—હા. આજે સવારે મેલમાં જ આવ્યા. અને હમણાં જ આ બાજુએ પગલાં થતાં હશે.

ડૉક્ટર—પણ કાંઇ કહ્યા કહેવરાવ્યા વિના ?

અનિરૂદ્ધ—થેશે રે થેશે ! એમને તો હને કશી જ તૈયારી વિના જોવો હશે.

ડૉક્ટર—That is strange.

અનિરૂદ્ધ—હારા વિવાહ જેટલું નહીં.

ડૉક્ટર—પણ અનિરૂદ્ધ મ્હારે શું કરવું ? હું તો એમને ઓળખતો પણ નથી.

અનિરૂદ્ધ—Surely this is strange. ડૉક્ટર દીઠે પણ નહીં ?

ડૉક્ટર—અરે ભલા'દમી અત્યાર લગી નામે પણ નહીં.

અનિરૂદ્ધ—તો તો હારે સંભાળવાનું. કારણ કે માણસ જરા વહેમી છે, અને વળી પાછું જૂના જમાનાનું.

ડૉક્ટર—ત્યારે તો કમબખ્તી

અનિરૂદ્ધ—પૂરી. અને એ [દવાખાનું બતાવી] આ બધાના ભપકામાં ન અંજાયાને તો...

ડૉક્ટર—તો ? તો શું ?

અનિરૂદ્ધ—[ ચપટી વગાડી આંગળીથી એક વર્તુલ દોરે છે. ] શૂ...શું...વિવાહ ફોક.

ડૉક્ટર—પણ...પણ મ્હારે કરવું શું ? તું ઓળખે છે ?

અનિરૂદ્ધ—હા. દીઠે અને નામે બન્ને રીતે.

ડૉક્ટર—એ કેવા છે ?

અનિરૂદ્ધ—[ ઠંડે કલેજે ] માણસ જેવા માણસ.

ડૉક્ટર—અરે દોસ્ત my dear friend help me help me.

અનિરૂદ્ધ—ઉંહું. મ્હારે તો જરા સભ્યતા શીખવા જવું છે

ડૉક્ટર—ઓ ભાઇ અનિરૂદ્ધ, આવી fatal joke?

અનિરૂદ્ધ—શું થાય ભાઇ. આપણે તો હજી બોલતાં પણ ભણવાનું. [ગોખતો હોય એમ] ડૉકટર પીયૂષરાયજી, ડૉકટર પીયૂષ રાયજી.

ડૉકટર—મોટા ભાઇ હવે માફી માગું. થયું ? પત્યું ? હવે મ્હને જરા કહેને એ દેખાવે કેવા છે ?

અનિરૂદ્ધ—જો ભાઇ વાત એમ છે કે ત્હારા સસરાનું વ્યક્તિત્વ જ જુદું છે. ઘરમાં સાડાત્રણ ફૂટની છૂટી પાટલીની ધોતલી, જુવાનીની પહેલવાનીનો ખ્યાલ આપે એવું ખૂલ્લું બદન અને ભગવાન ચાણક્ય જેવી ફરફરતી શિખા.

ડૉકટર—અને બહાર ?

અનિરૂદ્ધ—બહાર ? જો ભાઈ, બહારમાં પણ ભેદ છે. જો એ શાક લેવા જતા હોય...

ડૉકટર—[ચીડાઇ] પણ મ્હારૂં દવાખાનું ક્યાં શાક બજાર છે?

અનિરૂદ્ધ—ના રે ના હોય કાંઇ. અહીંના જેવી શાન્તિ ત્યાં ક્યાં મળવાની છે?

ડૉકટર—[ગળી જતાં] પણ જ્યારે કોઇને મળવા જતા હોય ત્યારે ?

અનિરૂદ્ધ—લાંબો કાળો કોટ, ચાર પાટલીનું ધોતીઉં, અને કાશ્મીરી ટોપી. અરે યાર જૂનો દોસ્ત નવા લિબાસમાં.

ડૉકટર—અનિરૂદ્ધ પ્યારા દોસ્ત, મ્હને કહેને એ આવે ત્યારે મ્હારે શું કરવું ?

અનિરૂદ્ધ—અરે ભાઈ એ ત્હને શીખવાડવાનું હોય ? હમણાં મ્હારા આગળ જ નાટક ભજવતો'તોને ! [આંગળીને વેઢે ગણાવતાં] વિઝિટ, સ્ટાફ, એપોઈન્ટમેન્ટ, ઓપરેશન, આર્ટીકલ્સ, લેક્ચર, રીસર્ચ, ઈન્વેન્શન, પ્રિસ્ક્રિપ્શન, પેઈસ્ટ, પાઉડર એન્ડ ટેસ્ટ ટયુબ.

ડૉકટર—પણ તું હોય તો ફેર પડે !

અનિરૂદ્ધ—શું ફેર પડવાનો હતો? જમાઈ બદલાય કાંઈ સસરો ઓછો બદલાવાનો છે?

ડૉક્ટર—Rascal.

અનિરૂદ્ધ—કેમ પાછો સભ્ય બની ગયો? લે ભાઈ મ્હારે શું? માથે પડી ભોગવ [ સીટી વગાડતો વગાડતો જાય છે.]

ડૉક્ટર—[ રીવોલ્વીંગ ચેરમાં ઘૂમતાં ] લાંબો કાળો કોટ, ચાર પાટલીનું ધોતીઉં, અને કાશ્મીરી ટોપી. કાશ્મીરી ટોપી અને લાંબો કાળો કોટ. [ગોખે છે. ટેબલ પરનો કોલબેલ દાબે છે] કાશ્મીરી ટોપી.

ગમન કમ્પાઉન્ડર આવે છે.

ડૉક્ટર—ગમનલાલ : લાંબો કાળો કોટ.

ગમન—શું સાહેબ?

ડૉક્ટર—ચાર પાટલીનું ધોતીઉં.

ગમન—જી સાહેબ?

ડૉક્ટર—કાશ્મીરી ટોપી.

ગમન—પણ સાહેબ...

ડૉક્ટર—પગમાં શું? ભૂલી ગયો. સાવ ભૂલી ગયો. પૂછવાનું જ ભૂલી ગયો.

ગમન—[ટેબલને અડકીને ઊભો રહે છે] મ્હને કેમ બોલાવ્યો સાહેબ?

ડૉક્ટર—ઓ હો ત્હમે આવી ગયા? ગમનલાલ જુવો પેલા જૂના કેઇસીસની ફાઇલ્સ છે તે મ્હારા ટેબલ પર મૂકો. પેલું લિટરેચર છે તેની ધૂળ ઉડાડી તૈયાર રાખો. પેલા ચાર્ટસ ખંખેરી નાખો. બધું એકદમ ઓર્ડરમાં. લાંબો કાળો કોટ, કાશ્મીરી ધોતીઉં, અને ચાર પાટલીની ટોપી.

ગમન—બીજું કાંઈ સાહેબ?

ડૉક્ટર—લાંબું કાળું ધોતીઉં, ચાર પાટલીનો કોટ અને કાશ્મીરી ટોપી.

ગમન—સાહેબ આ શું બોલો છો?

ડૉક્ટર—ભૂલ્યો, ભૂલ્યો, કાશ્મીરી કોટ.

ગમન—[જતાં જતાં] હાય બેકારી!

ડૉક્ટર—મ્હારી પણ ભૂલ થઈ. છબી જ મંગાવી લીધી હોત તો કેટલું સારૂં થાત! કેટલી ઉપાધિમાંથી ઉગરી જાત!

મનમોહનદાસ દાખલ થાય છે.

ડૉક્ટર—[ એને જોતાં જ ] એ જ. એ જ. એ જ લાંબો કાળો કોટ, કાશ્મીરી ટોપી, અને ચાર પાટલીનું ધોતીઉં, એ જ...એ જ... [ ઊભો થઈ ] પધારો...પધારો.

મનમોહન—અરે એ શું તસ્દી માફ કરજો. પણ મ્હારે જરા આવવું પડયું.

ડૉક્ટર—અરે એમાં શું? આપનું જ દવાખાનું માની લ્યો, ગમનલાલ ગમનલાલ.

ગમન—[બહાર આવી] જી

ડૉક્ટર—પેલા પેસ્તનશા શેઠને ત્યાં કહેવરાવી દો કે અત્યારે મ્હારાથી નહીં જ આવી શકાય.

મનમોહન—તમે વિઝિટ ન ગૂમાવતા.

ડૉક્ટર—અરે સાહેબ! આપ જેવા પધારે ત્યારે એક વિઝિટમાં શું? અને મ્હને એટલો આરામ મળશે.

મનમોહન—ખૂબ થાક લાગતો હશે?

ડૉક્ટર—અરે સાહેબ વાત ન પૂછો. વાત ન પૂછો. ગમનલાલ

ગમન—જી.

ડૉક્ટર—અને માણસ સાથે કંપનીમાં કહેવરાવો કે mixture તૈયાર થયું છે. માણસ મોકલી મંગાવી લે. અને સાથે પૂછજો પેટન્ટનું શું કર્યું? હાં, ભૂલતા નહીં.

ગમનલાલ—પણ સાહેબ ?

ડોકટર—મ્હેં કેટલીવાર કહ્યું કે હું બોલું ત્યારે ત્હમારે લખી લેવું ? પછી સાહેબ સાહેબ કરી હેરાન કરો છો. Oh God save me from these creatures !

ગમન—[ડઘાઈ] બરાબર સાહેબ.

ડોકટર—જાઓ. [ગમન જાય છે] શું કરું સાહેબ ! જમાનો જ એવો આવ્યો છે કે માણસ સમજુ અને વિશ્વાસુ તો ન જ મળી શકે. વિશ્વાસુ હોય તો કશું સમજે નહીં; સમજે તો આપણાથી વિશ્વાસ ના મૂકાય.

મનમોહન—બરાબર છે. પણ ડૉકટર એ શાની પેટન્ટ છે ?

ડોકટર—[મલકાતાં] એ તો trade secret છે. પણ ત્હમને કહેવામાં વાંધો નહીં. એ મ્હારી શોધ છે. વર્ષોની Research પછી એ invention થઇ શકી છે; અને એથી એકલી Dental Surgery માં જ નહીં Aleopathy માં પણ મોટું Revolution થશે.

મનમોહન—હં. એનું નામ ?

ડોકટર—[શરમાતાં] એનું નામ ? એનું નામ તો પીયૂષ ડ્રોપ્સ છે. એ ડ્રોપ્સથી નવા Natural teeth ગમે ત્યારે, ગમે તે ઉમ્મરે ઉગશે.

મનમોહન—અહો ત્યારે તો fertilizer-manure જેવું.

ડોકટર– હાજી. પણ આપ અંગ્રેજી કયાંથી જાણો ?

મનમોહન—કેમ વારૂ ? હું શું મ્હારી છોકરી પણ અંગ્રેજી જાણે છે.

ડોકટર—આપની છોકરી ?

મનમોહન—હા. આ વરસે જ કન્યા વિદ્યાલયમાંથી પાસ થઇ કોલેજમાં ગઇ.

ડોક્ટર—Oh, I:See.

મનમોહન—વારૂ પણ ડોક્ટર.

ડોક્ટર—જી.

મનમોહન—વકરાપાણી કેમ ચાલે છે?

ડોક્ટર—Oh, I don't worry about it. મ્હારે તો કાંઈ કરી જવું છે.

મનમોહન—બરાબર, પણ ઘરમાંય જોવાનું તો હોય ને!

ડોક્ટર—એ તો સાહેબ ઇશ્વરની કૃપા અને આપ જેવા મુરબ્બીઓની દયા છે. હજાર બારસોની average હશે.

મનમોહન—That's magnificent Doctor.

ડોક્ટર—Oh, thanks.

મનમોહન—મ્હેં સાંભળ્યું છે ડોક્ટર કે ત્હમે દાંત કાઢવાનો નવો process શોધ્યો છે?

ડોક્ટર—જી. મિત્રોએ તો ઘણુંય કહ્યું કે પેટન્ટ લે. પણ મ્હેં કહ્યું કે જ્ઞાન ઉપર કોઈનો ઇજારો ન હોવો જોઈએ. એટલે મ્હેં તો formula જાહેર કરી. પણ ફેર તો પડે જ ને.

મનમોહન—હાસ્તો.

ડોક્ટર—અને મ્હને તો પ્રેક્ટીસને અંગે રમત થઇ ગઈ છે. નહીં નહીં તો મહિને ૫૦૦, ૬૦૦ દાંત પાડવાના આવતા હશે.

મનમોહન—ઓહો.

ડોક્ટર—અને પચાસેક મેજર ઓપરેશન્સ. આહ wisdom tooth ના તે કાંઇ Cases આવે છે Cases.

મનમોહન—હા, ડોક્ટર એ તુત નવું છે. મ્હારી daughter પણ કહે કે tooth extact કરાવી દઉં.

ડોક્ટર—નહીંજી. As one interested in you, I won't advise મ્હારા પીયૂષ ડ્રોપ્સ લ્યો. ત્રણ જ મિનીટમાં દર્દ નાબુદ અને પછી કાયમને માટે મ્હારી પીયૂષ પેઇસ્ટ વાપરો.

મનમોહન—ઠીક ડોક્ટર, ત્યારે હું રજા લઇશ.

ડોક્ટર—કેમ કાંઈ ઉતાવળમાં?

મનમોહન—ઓફિસે જવાનું ને.

ડોક્ટર—ઓફિસ?

મનમોહન—હાસ્તો, હું તો અહીં ઓફિસના કામે જ આવ્યો હતો. ઉપકાર થયો કે ત્હમે બધું frankly કહી દીધું.

ડોક્ટર—કઇ ઓફિસ?

મનમોહન—ઇન્કમટેક્ષ સુપરટેક્ષ. હું તો અહીંનો Surcharges Collector છું.

ડોક્ટર—હેં! [ખુરશીમાં ફસડાઈ પડે છે.]

મનમોહન—જી, હવે જુવો ડોક્ટર હમણાં હું મ્હારા માણસને મોકલું છું. એ પૂછે એ particulars બરાબર નોંધાવજો હોં. લ્યો સાહેબજી.

જાય છે.

ડોક્ટર—Oh Swindle; Murder; Arson. આ બધાં એ અનિરૂદ્ધનાં જ કામ. બચ્ચો હાથ આવે તો આખીએ બત્રીસી તોડી નાખું. એક તો અહીં ભાડું પગાર ઘરમાંથી કાઢવાં પડતા હોય અને ઉપરથી આવા લપ વળગાડે. યાદ રાખ. Remember Remember.

આંટા મારે છે. નરરત્નમણિરાવ દાખલ થાય છે.

નરરત્ન—આપ છો? મ્હને ખાત્રી નહતી. મ્હને તો એમ કે ક્યાંક દવા કરવા ગયા હશો.

ડોક્ટર—[પીઠ ફેરવી] ક્યાં જહાન્નમમાં?

નરરત્ન—કેમ વળી દરદીને ત્યાં!

ડોકટર—દરદી! ક્યાં છે દરદી? ક્યાં છે દરદી? એ દરદી! જેટલી ત્હારા નામની માળા જપી છે એટલી પ્રભુના નામની દીધી હોત તો absolutely painless process થી મુક્તિ મળી હોત.

નરરત્ન—ડોકટર આમ કેમ બોલો છો?

ડોકટર—બેકારી, my dear friend બેકારી.

નરરત્ન—આપની શોધ?

ડોકટર—કેવી શોધ અને કેવી વાત!

નરરત્ન—આપની દવાઓ?

ડોકટર—ભાડૂતી ભાડૂતી.

નરરત્ન—પણ આપના પીયૂષ ડ્રોપ્સ?

ડોકટર—પીગળી ગયા. મારા બુઝુર્ગ મિત્ર, પીગળી ગયા.

નરરત્ન—અરે પણ ત્હમારા ઓપરેશન્સ?

ડોકટર—ભાઇ મ્હારો લેન્સેટ પણ ભાડૂતી છે.

નરરત્ન—અને ત્હમારા લેખો, ભાષણો?

ડોકટર—લખવા જેટલી આવડત નથી; બોલવા જેટલી હુંશિયારી નથી.

નરરત્ન—પેલી તમારી પીયૂષ પેઇસ્ટ?

ડોકટર—એ પીયૂષ બીજો, હું નહીં.

નરરત્ન—આ શું કહો છો ડોકટર?

ડોકટર—Hard facts. માથું મારીએ તો લોહી નીકળે એવી નક્કર વસ્તુસ્થિતિ.

નરરત્ન—આ દવાખાનું?

ડોકટર—હજુ બિલ પત્યું નથી.

નરરત્ન—ભાડું?

ડૉકટર—ચાર માસ થયા.

નરરત્ન— ત્હમારો staff ?

ડૉકટર—કેસ પર કમીશન. જાઓ હવે ત્હમે સિધાવો.

નરરત્ન—એમ સિધાવે ક્યાં ? આવી છેતરપીંડી? હરામખોર!

ડૉકટર—હવે જા ભાઈ જા. ત્હને ખબર છે મ્હને હથિયાર વિના પણ દાંત પાડતાં આવડે છે?

નરરત્ન—એટલે?

ડૉકટર—એટલે? [ઊભો થઇ તમાચો મારે છે.] એટલે આ. સમજ્યો.

નરરત્ન—આટલે સુધી? નીલુએ બધું કહ્યું હતું; આ નહીં.

ડૉકટર—કોણે?

નરરત્ન—મારી દીકરીએ બાપ. ત્હારો દોષ નથી. પેટનાં જ જ્યાં આડાં ફંટાય ત્યાં પછી પારકાનું શું?

ડૉકટર—ત્યારે આપ...આપ...

નરરત્ન—હા બાપ, હું નરરત્નમણિરાવ. પારખું કરવા નીકળ્યો. પારખું થઇ ગયું બાપ. છતી આંખે છોકરીને કુવામાં નાખી. [પોક મૂકે છે]

ડૉકટર—પણ આપ તો લાંબો કાળો કોટ, કાશ્મીરી ટોપી અને ચાર પાટલીનું ધોતીઉં પહેરતા હતા ને?

નરરત્ન—[નાક ખંખેરતાં] તે મ્હને એમ કે કમાઉ ભણેલા જમાઇ પાસે જરા વટમાં જાઉં એટલે, કોટ પાટલૂન માગી આણ્યાં. ઓ મારી દીકરી રે...

ડૉકટર—હું કોને રોઉં?



# હૈયાસઘડી

* સતીશ   * નવીન   * નૌતમ
* બ્રિન્દુ   * ટપાલી   * બૉય

આ નાટિકા જ એવી છે કે જવનિકા આખી ઊઘડવાને–ઊપડવાને બદલે જમણું અડધીઉં જ ખૂલે છે.

ટેબલ પર બેઠો બેઠો સતીશ વાચતો હોય છે.

સતીશ—And for this act of kindness, I shall ever pray. Yours obediently નહીં નહીં વધારે નમ્ર બનવું જોઇએ. Your obedient Servant. હં [ડોકું ધૂણાવી] હં. હં. [પેનને મોંમાં નાખી ક્ષણભર વિચારે ચઢે છે. સંસ્કૃત કવિઓએ ગણાવેલા નવરસમાંના બે ત્રણ અનુક્રમે એના ચહેરા પર દેખા દઈ જાય છે] Well [વિચારમાંથી ઊઠતો હોય એમ કાગળની ઘડી વાળવા માંડે છે. ઘડી વાળી વળી પાછો કાગળને તોળતો હોય એમ હાથ પસારી ઊભો રહે છે. વળી ક્ષણભર પછી દુનિયાની વાસ્તવિકતાનું ભાન થતાં] ટિકીટ ? નોટપેઇડ જ નાખી હોય તો ? [પોતાને જ જવાબ આપતાં] ત્હારો બાપ ત્યાં બે આના આપવા બેઠા હશે ને ! Idiot [નિસાસો નાંખી] નાખો. ત્યારે. કેટલામી થઈ આ અરજી? જવા દે. કોળીઆની વળી ગણત્રી શી ? But look here man, આતો ત્હને જરૂર મળવાની. Sure as...as [ઉપમા યાદ આવતી નથી] well...well...

સીટીમાં "ક્યા કારન હૈ" ગાતા માંડે છે. જમણું અડધીઉં બીડાય છે. ડાબું અડધીઉં ઊઘડે છે.

નવીન ડાબા હાથમાં એક આખા ફુલ્સકેપ કાગળને પકડીને ઊભો છે આંખથી વાંચતો–જીભથી ઉકેલતો. એનો જમણો હાથ સરકસમાં પ્રાણી શિક્ષક જનાવરો પાસે ખેલ કરવતાં અભિનય કરે એમ ઊંચો નીચો થાય છે.

નવીન—Regarding my qualifications. હું. આ લોક આગળ Qualifications જણાવવા ! ભેંસ આગળ ભાગવત. થોડા વરસ વહેલા જન્મ્યા અને કોઇ મામા માસીના ભાણેજ થયા એટલે આવડત આવી ! Silly ! Downright stupid [આગળ વાચતાં] I am a graduate of the University of Bombay [વિચારમાં પડે છે] આમને આમ, આમને ખાત્રી થશે ? સર્ટિફિકેટ ! [ભીંતપર નજર જાય છે] સાથે મોકલું ? હું [અરજીનો મુસદ્દો સહેલો ડાબો હાથ આગળ લંબાએલો જ રહ્યો છે અને જમણો હાથ ફિલસુફની અદાથી પ્રશ્નાર્થની મુદ્રા બનાવીને અટક્યો છે. નવીનનું ધ્યાન હાથ પર જતાં] ગધેડો ! [જમણો હાથ નીચે મૂકી દે છે.] હં. ના. વરસ જ લખું. ખાત્રી કરવી હશે તો જોઇ લેશે કેલેન્ડર [ટેબલ પરથી પેન લઇ અરજીનો મુસદ્દો સુધારે છે] I passed my examination in the year 1936 ઓગણીસો છત્રીસ ! [કેલેન્ડર પર નજર ફેરવી] ચાલીસ !

ગમગીન થઇ નવીન ઊભો રહે છે. આવે સમયે પશ્ચાદ્‌ભૂમિથી સંગીત જોઈએ એવી માન્યતા હમણાં બંધાતી જાય છે અને એટલે જ પાછળથી કોઈ "દુઃખ કે અબ દિન" ની થાળી વગાડે છે. ડાબું અડધીઉં ખીડાય છે. બે પળ પડદો ખીડાએલો રહે છે. નેપથ્યમાં નવ ડંકા થાય છે. બન્ને અડધીઆં આહિસ્તા આહિસ્તા ખૂલે છે. સતીશ આરામ ખૂરશીમાં બેઠો બેઠો ટાઈમ્સ ઓફ ઇન્ડિયા જોતો હોય છે. નવીન પ્રેક્ષકો તરફ ત્રાંસો બેસી હજામત કરતો હોય છે.

નવીન—[ગેલેફા ગાલમાં જીભ ભેરવી ઉપસાવતાં] કેમ આજ ત્હારો પોપ શું કહે છે ?

સતીશ—[અચાનક જ] Good Heavens !

નવીન—પોપે આજે ભગવાનને સંભાર્યા ? આટલે વર્ષે ? નવાઇ.

સતીશ—અરે ત્હારો પોપ તો કાંઇએ ભગવાનને સંભારતો નથી.

નવીન—એ જ હું કહેતો હતો. જબરો નિરીશ્વરવાદી છે. પણ તો પછી ત્હારે Good Heavens કેમ કહેવું પડયું? ત્યાં પણ No Vacancy નું પાટિયું તો નથી લાગ્યું ને?

સતીશ— Don't be silly વાંચ આ જાહેર ખબર.

નવીન—જાહેર ખબર? કેટલી પ્રાકૃત ત્હારી મનોદશા છે, સતીશ! મ્હારામાં ને ત્હારામાં આટલો જ ફેર. હું પહેલાં પોપની wit જોઉં અને તું...

સતીશ—હું? જાહેર ખબર. Wanted નાં Columns.

નવીન—તું સમજ્યો ખરો [ઊંધો હાથ ફેરવવાની તૈયારી કરે છે.]

સતીશ—પણ ત્હને એનું કારણ ખબર છે?

નવીન—No. ના.

સતીશ—[ભારેખમ બની] કારણ મ્હેં ત્હારા કરતાં એક વર્ષ પહેલાં મુક્તિ મેળવેલી.

નવીન—એટલે?

સતીશ—એટલે? હું ત્હારા કરતાં એક વરસ વહેલો પાસ થયો. એટલે હું ત્હારા કરતાં એક વરસ વધારે બેકાર રહ્યો. એટલે હું ત્હારા કરતાં......

નવીન—You big boy. Don't get excited.

સતીશ—Excited!

નવીન—હશે. જવાદે એ વાત. ખાલી દેખવું અને દાઝવું. [દાઢી પર હાથ પસારતાં] પણ ત્હેં વાંચ્યું શું એ તો કહે!

સતીશ—સાંભળ [ગળું ખંખેરી] પહેલી સ્કુલને માટે એક ગ્રેજ્યુએટની જરુર છે. પગાર લાયકાત મુજબ.

નવીન—શું ખોટું છે?

સતીશ—અરે જરા ધીરો પડ [આગળ વાંચતાં] અરજદાર પરણેલો હોવો જોઇએ.

નવીન—[હાથમાંથી અસ્ત્રો પડી જાય છે] What?

સતીશ—[ચીપી ચીપીને બોલતાં] અરજદાર પરણેલો હોવો જોઇએ.

નવીન—પરણેલો ? શા માટે પરણેલો ?

સતીશ—નવીન, સવાલ તો બીજો છે. કોને પરણેલો ?

નવીન—પણ શા માટે પરણેલો ? This is pure libel બદનક્ષી ધરાર બદનક્ષી.

સતીશ—Come on boy, have some sense of humour. જીંદગીને જરા બીજી નજરે જોતાં શિખ.

નવીન—પણ આમાં ક્યાંય ત્હને બીજી નજરનો scope દેખાય છે ?

સતીશ—હા.

નવીન—કેવી રીતે ?

સતીશ—ભલા માણસ આમાં બદનક્ષી ત્હારી કે મ્હારી નથી.

નવીન—ત્યારે ?

સતીશ—આમાં બદનક્ષી તો પર્દા સ્કુલમાં આવનારાઓની છે. રખેને એ લોક ત્હમને કાંઇ કરીજાય તો ?

નવીન—મુબારક રહે ત્હારી Sense of humour ત્હને.

હજામતનું કામ પતાવવામાં પડે છે

સતીશ—કેમ બસ કંટાળી ગયો ? લે સાંભળ, બીજી જાહેર ખબર [નવીન આંખના ઇશારાથી વાંચવા કહે છે.] Wanted જોઇએ છે. કલાગરો, પ્રમાણિક, મહેનતુ, અક્કલવાળો, શક્તિશાળી, આંજી નાખે તેવા દેખાવવાળો, સારા ઘરનો...

નવીન—[અધવચ્ચેથી અટકાવી] બસ બસ બસ બસ. કોઇની છોકરી કુંવારી લાગે છે.

સતીશ—[ ડચાઇને ] કેમ ?

નવીન—કોઇ સસરો જમાઇમાં આવા જ ગુણ શોધે.

સતીશ—તું ભૂલી જાય છે નવીન.

નવીન—શું ?

સતીશ—નોકરી અને છોકરીમાં એક બહુ કામણગારું સામ્ય છે. બીજું કાંઇ નહીં તો થાપ દેવામાં તો બન્ને જાણે જોડીઆં.

નવીન—બરાબર, નોકરી મળી મળે પણ નહીં.

સતીશ—અરે દોસ્ત, છોકરી મળી ટકે પણ નહીં.

નવીન—હોય, એ તો જેદો જેનો અનુભવ. પણ પેલો સસરો પગારની કાંઇ વાત લખે છે ?

સતીશ—હા, સાંભળ. ઉમેદવારને નજરે જોયા બાદ પગારનું ધોરણ નક્કી કરવામાં આવશે.

નવીન—એટલે ?

સતીશ—એટલે નો કાંઈ જવાબ નથી. પણ એમ હશે કે ઉમેદવારની તબિયત જોઇ, એને બદહજમી ન થાય એની ખાસ કાળજી રાખીને, પગાર નક્કી કરવામાં અવશે.

નવીન—that is scandalous!

સતીશ—આપણી બેકારી જેટલું નહીં.

નવીન—પણ સતીશ આનો કાંઈ ઇલાજ જ નહીં હોય ?

સતીશ—હોવો તો જોઇએ.

નવીન—હું તો કાકાને કાગળ લખતાં પણ શરમાઉં છું.

સતીશ—તું એટલો નસીબદાર. અહીં તો બાપાએ જ બંધી કરી છે.

દાખલ થતો નૌતમ અડધું સાંભળે છે.

નૌતમ—શેની બંધિ થઇ સતીશ ? મનીઑર્ડરની ?

ખાલી ખુરશીમાં સ્થાન જમાવે છે.

નવીન—Hello, કયાંથી કાંક પ્રભાતના પહોરમાં નત્તરો ચડયો ?

સતીશ—નૌતમ, પેલી કહેવત ત્હને યાદ છે ?

નૌતમ—કઇ ?

સતીશ—પેલી પેલી. વહુ સાસુ બને એટલે વહુ હતી એ ભૂલી જાય તે.

નૌતમ—યાદ તો ન હતી. પણ એનું છે શું ?

સતીશ—શું છે ? ખેટમજી બે દહાડાથી નોકરી મળી તે હવે ખબર પૂછવા નીકળ્યા છે। ? [ચાળા પાડતાં] "શેની બંધી થઇ ? મની ઓર્ડરની ?" [ગૂસ્સામાં] હા મનીઓર્ડરની બંધી થઈ. છે હવે કાંઇ કહેવાનું ?

નવીન—[ઊભો થઈ સતીશ પાસે જઇ] Oh take it easy boy, take it easy.

સતીશ—[વ્યંગમાં] Take it easy!

નૌતમ—પણ આ 'સુપ્રભાતમ્'નું નવું રૂપ ક્યારથી શોધ્યું ?

સતીશ—જ્યારથી દુનિયા મક્કાર બની.

નવીન—હવે ત્હારે લડવું જ છે, સતીશ !

સતીશ—ના પણ નવીન, યારમાર સાથે દોસ્તી રાખે શું વળવાનું !

નૌતમ—ઓહો ત્યારે તો ત્હારી કાંક ફરિયાદ છે ?

સતીશ—હા એક નહીં, પણ એકયાશી ફરિયાદ છે.

નવીન—તો ગણાવી કાઢ.

સતીશ—ગણ. ફરિયાદ નં ૧. મ્હેં અરજી કરી છે એ જાણ્યા છતાં એણે પણ અરજી કરી. ફરિયાદ નં. ૨ હું જેની વગ લગાડીશ એમ એ જાણતો હતો તેની જ વગ લેવા એ વહેલો પહોંચ્યો. પણ જવા દે એ બધી વાત. ગણવી અને ખાલી ઉદ્વેગ વધારવો.

નવીન—સારૂં થયું ત્હેં જ બંધ કર્યું તે.

નૌતમ—એ ભલેને બંધ કરે હજુ મ્હેં ક્યાં બંધ કર્યું છે ?

નવીન—ત્યારે તું ખોલી લે. [હજામત પૂરી થવાથી બ્લેઇડ સાફ કરે છે.]

નૌતમ—હું તો બોલતો નથી. કરું છું.

સતીશ—હા, બોલતો નથી, દોસ્તની ગરદનપર છૂરી ફેરવે છે. બોલતો નથી, દોસ્તને દગો દે છે. બોલતો નથી, વિશ્વાસઘાત કરે છે.

નૌતમ—જો સતીશ, સાચી વાત એ છે કે આ જીંદગીમાં કદિ વિશ્વાસ જેવી ચીજ હોતી નથી. અને જ્યાં વિશ્વાસ જેવી ચીજ જ ન હોય ત્યાં ઘાત ક્યાંથી આવે ? અને આ તો જીવન યુદ્ધનો સવાલ છે. એમાં તો બધુંય ચાલે, દોસ્ત ! કાશીએ પહોંચાડે એ ગંગા.

સતીશ—ખરી ત્હારી ગંગા !

નૌતમ—ગંગા મ્હારી નહીં, બિન્દુની.

નવીન—અરે હાં નૌતમ ઠીક યાદ આવ્યું. પછી શું થયુ બિન્દુનું ?

નૌતમ—થવાનું શું હતું ? એનું એ જ. Wanted નાં Columns અને No vacancy નાં બોર્ડ્ઝ.

સતીશ—પણ આનો કોઇએ અંત હશે કે નહીં ?

નૌતમ—અંત તો હશે જ પણ આપણને સૂઝતું નથી.

સતીશ—નોકરી મળ્યા પછી ત્હારી અક્કલ વધારે ચાલતી હોય તો તું બતાવ. લે ને ભાઇ ત્હારી કાંઠી બાંધીએ.

નવીન— હા. शिष्यस्तेऽहं शाधिमाम्—

નૌતમ—જરા ગંભીર બનો.

સતીશ—એટલે ?

નવીન—દુઃખના ડુંગરા છતાં જરા હસતું મોં રાખી લઇએ છીએ એ પણ ત્હને નથી ગમતું ? આખો દહાડો શું દિવેલની અસર મોં પર રાખવી ?

નૌતમ—મ્હારું કહેવાનું તું સમજ્યો નહીં. હું એમ કહું છું કે આ બાબતનો જરા ગંભીર રીતે વિચાર થવો જોઇએ.

નવીન—નૌતમ, જો છભાજોડીમાં કાંઇ સાર નથી નીકળતો. [ઊભો થઇ હજામતનો સાજ ભેગો કરતાં] તું અને સતીશ બેસો, હું આ આવ્યો. [બહાર જાય છે]

નૌતમ—સતીશ.

સતીશ—હં.

નૌતમ—કેમ કાંઇ બીજી ખબર?

સતીશ—ખબર શું? અરજી કરી છે.

નૌતમ—ક્યાં?

સતીશ—પેલી પો.બો. ૧૦૩ વાળી જાહેર ખબર

નૌતમ—ત્હેં પણ કરી છે?

સતીશ—ત્હેં પણ એટલે? બીજા કોણે કરી છે? [ધીરા અવાજે] નવીને? [એના આશ્ચર્યની અવધિ નથી]

નૌતમ—હં. હં.

સતીશ—અને મ્હને કહેતો પણ નથી?

નૌતમ—તે ત્હેં પણ એને ક્યાં કહ્યું છે?

સતીશ—મ્હારા ગ્રહ જ એવા છે. દોસ્તોથી લેણાદેણી જ નથી બધા મ્હારું ખાનાગ જ મળે છે.

નૌતમ—જો પાછો વાયરે ન ચઢ. આ નવીન આવ્યો.

નવીન આવે છે હજામતનો સામાન ટેબલના ખાનામાં ગોઠવે છે. રૂમાલથી મોં લૂછે છે. નૌતમ અને સતીશ મૂગા છે, તેમને જોઇ.

નવીન—કેમ ત્હમે લોક મૂગા બન્યા–આ ટોકીના જમાનામાં?

સતીશ—હવે બોલવા જેવું શું રહ્યું છે?

નૌતમ—[પ્રસંગને હાથમાં રાખતાં] બધાએ જાણે છે એનું એ જ છે. કશું નવું હોય તો વાત કરીએ.

નવીન—મળી રહેશે, હમણાં મળી રહેશે.

નૌતમ સતીશ-(બન્ને સાથે) શું મળી રહેશે?

નવીન—બિંદુ અહીં આવતો જણાય છે.

સતીશ—બિંદુ અહીંઆં?

નૌતમ—ત્હેં ક્યાં જોયો?

નવીન—મ્હેં બારીએથી પગથીઆં ચઢતો જોયો.

સતીશ—નવાઇ!

નૌતમ—જો નવીન, પેલી મ્હારી શિખામણ યાદ રાખજે, ગંભીર રહેવાની.

બિન્દુ દાખલ થાય છે.

બિન્દુ—ત્હમે બધા જ અહીં છો? સારું થયું.

સતીશ—આવો આવો બિન્દુભાઈ,

નવીન—[ખુરશી ધરતાં] બેસો. ક્યાંથી સવારમાં જ આમ ભૂલા પડયા?

નૌતમ—કેમ શું ખબર છે?

બિન્દુ—ખબર શું? મ્હારે ચા પીવી છે.

નવીન સતીશના, સતીશ નૌતમના અને નૌતમ બિન્દુના સામું જુવે છે.

નૌતમ—ચા? ઓહો. પીએ આપણે બધા પીએ.

સતીશ—હા નવીન ચા મૂક. નહીં તો નીચેથી જ મંગાવ.

બિન્દુ—હું ન કહેત પણ...પણ... [નવીન એના સામું જોતો જોતો ચાનું કહેવા જાય છે]

નૌતમ—અરે એમાં શું?...પણ...કાંઇ છે બિન્દુ?

બિન્દુ—હા. ગંગાને...

સતીશ—ગંગાને? શું થાય છે ગંગાને?

બિન્દુ—બકારીઓ થાય છે. જીવ હેઠો બેસતો જ નથી. આખો વખત ગભરામણ...ગભરામણ...

નૌતમ સતીશના સામું જૂવે છે.

સતીશ—હોય, એ તો તબિયત છે.

નૌતમ—પણ કાંઇ દવા બવા કરી કે નહીં ?

બિન્દુ—દવા ? ક્યાંથી લાવું ? મ્હારી પાસે તો એક પૈસો પણ નથી.

મોં નીચું નાખી દે છે.

નૌતમ—તે આમ મૂંઝાય છે શું ? લે. [ખીસામાંથી પાંચની નોટ કાઢી બિંદુના હાથમાં મૂકી મૂઠી વાળી દે છે.]

સતીશ—અરે ભલા'દમી આમ મૂંઝાતા હોઇશું ?

બિન્દુ—ના. ના. નૌતમ રહેવા દે. આવી મળશે એતો.

અંદર દાખલ થતો...

નવીન—આ આવી.

સતીશ અને નૌતમ બન્ને નવીનના સામું જોઇ રહે છે. એક પળ ડઘાઇને.

નવીન—આ ચા આવી [ચૂપચૂપ સતીશને પડખે જઇ ઊભો રહે છે.]

બિન્દુ—[ઉદાસીનતાભર્યું હસતાં] સાચું કહે છે નવીન, હવે આવી લાગે છે.

નૌતમ—લે હવે ગાંડા ન કાઢ. ચા પીને આપણે સાથે જ જઇએ છીએ. ડૉક્ટરને લઇને જ ઘેર જઇશું.

સતીશ—હા. બરાબર દરદનો તો વહેલામાં વહેલો ઇલાજ કરવો.

નવીન—[અજાણતાં જ] પણ બધાં દરદ ક્યાં એવાં હોય છે કે તરત જ ઇલાજ થાય ?

નૌતમ—શું બકે છે ?

નવીન—[પરિસ્થિતિથી બિનવાકેફ] કેમ આ બેકારીનો કાંઇ ઇલાજ છે ? હોય તો બતાવ.

સતીશ—[અડધો સ્વગત] બેકારી અને બકારી. હં.

બિન્દુ—સાચું કહ્યું સતીશ, ઘરમાં બકારી અને બહાર બેકારી.

નવીન—હા. હા. હા.

નૌતમ—[એને મોંએ હાથ દે છે] શું કરે છે ? ભાન છે કે નહીં ?

નવીન નૌતમની પહોળી આંખો અને સતીશના ઇશારાને સમજવા પ્રયત્ન કરે છે.

સતીશ—જો બિન્દુ એવા તરંગે ન ચઢીએ. સમય છે એ તો.

નૌતમ—[વાત વાળવા] હજુ ટપાલ નથી આવી ખરું, સતીશ?

નવીન—[સતીશ પહેલાં જ બોલી જતાં] ના, ક્યારનોય હું રાહ જોઉં છું.

સતીશ—[કટાક્ષ કરતાં] કેમ કોઇ અરજીનો જવાબ આવવાનો છે ?

નવીન—[થોથવાતાં] ના રે ના અરજીનો જવાબ શું આવે ?

નૌતમ—હા. વળી અરજીના તે જવાબ આવતા હશે?

બિન્દુ—અરજીના જવાબ આવતા હોત તો જોઈતું' તું શું ?

નૌતમ—કેમ ત્હારી ચાનું શું થયું ?

નવીન—આવતી હશે.

બહારથી અવાજ 'નવીન મહેતા' 'સતીશ કાપડીઆ.'

બિન્દુ—ટપાલ ?

નૌતમ—હા.

બિન્દુના અવાજને, પોતાને કોઇ બોલાવે છે એમ માની.

ટપાલી—[અંદર આવતાં] ઓહો બિન્દુભાઇ, ત્હમે અહીં જ છો ? લો આજે તો ત્હમારું રજીસ્ટર્ડ છે [કાઢે છે]

નૌતમ—રજીસ્ટર્ડ ?

બિન્દુ—[ઉદાસીન હાસ્યથી] નોટિસ હશે. [સહી કરે છે. ટપાલી જાય છે. નવીન અને સતીશ કાગળ વાંચતા દાખલ થાય છે.]

નૌતમ—કેમ શું ખબર છે ?

સતીશ—ખબર શું હોય ? ઉઘરાણી. ત્હારે નવીન ?

નવીન—ઘર ખાલી કરવાની નોટિસ.

બિન્દુ—[અચાનક જ] અરજીનો જવાબ ! નૌતમ ! સતીશ ! નવીન !

નૌતમ<br>સતીશ } શું થયું ?<br>નવીન

બિન્દુ—[ગેલમાં] મ્હને નોકરી મળી. Hurrah !

નૌતમ—[બિન્દુનો કાગળ હાથમાં લેતાં] સર જગમોહનની ફર્મમાં ? ૮૦ નો સ્ટાર્ટ !

સતીશ—સર જગમોહન !

બિન્દુ—હા. એ જ. એમણે જ પો. બો. ૧૦૩ ના નામથી જાહેર ખબર મૂકેલી. વાચ ! દોસ્ત વાચ !

બિન્દુ એના તાનમાં ગુલતાન છે. સતીશ-નવીનના મોં પડી જાય છે. નૌતમ વારાફરતી સૌના સામું જુવે છે.

બિન્દુ—સાચું કહ્યું' તું ત્હેં નવીનઃ આવી મળે છે. બધું આવી મળે છે.

બહારથી ' ચાર કપ ચા ' કહેતો હોટેલનો બોય રૂમમાં દાખલ થાય છે.

સૌને એમના વિશિષ્ટ અભિનયમાં મૂકી પડદો પીડાય છે.



# સમસેવકો

* યશોધર * બાળકરામ * એકદન્તરાય
* સ્મરારિ * સુકલ નાણાવટી * પ્રીતિમોહન પાંડેય
* જનક પંડિત * ભગવતી શુકલ * ઈંદુવદન

એક સાંજ. યશોધરનું દીવાનખાનું

ઠીક ઠીક શણગારાએલા ઘરના ઓરડામાં આજે સમાઈ શકે તે કરતાં વધુ માણસો નજરે પડે છે. પણ રખે આને કોઇ હોલ્વેલના ઇતિહાસમાં મૌલિકતાના પ્રતીકશા સ્મારકની નાનકડી આવૃત્તિ માને.

વાત એમ છે કે સહુના મિત્ર બનવાની અને કેટલેક ઠેકાણે મુરબ્બી બનવાની આદત કેળવતા યશોધરે મહાપ્રયત્ને આજે રંગપુરના કલમબાજોને એક જગાએ, કોઇ પણ કોઇનાથી ત્રણવારથી વધુ છેટે ન રહી શકે એવી જગાએ, એકઠા કર્યા છે. કલમની ગૂલામીની સાંકળ તો એમને એકઠા બાંધી શકી નથી પણ જો પ્રીતિરસાયણ જેવા પદાર્થે એમને સાંકળી શકાય તો દુનિયાની બધીય અલાબલા દૂર સુદૂર ફગાવી દઇ શકાય એવી, માનવે ભલી, માન્યતા સેવતા યશોધરની મહેનત આજે ફળી અને સહુ આવ્યા. આમાં કાલિદાસ અને શેકસ્પીઅરના ખભા પર પગના અંગૂઠે નૃત્ત કરતા નાટ્યકારો છે. ત્રણ અક્ષરથી માંડી ૨૦૦૦ પાનાની ટૂંકી વાર્તાના લખનારા છે. ફાટેલી ચંપલની પગમાં ખૂંચતી ખીલીપર નવરસ ભરપૂર છંદી નછંદી કુછંદી અછંદી કવિતાની એક અક્ષરથી માંડીને સોળ શબ્દની લીટી બનાવનાર મહાકાવ્યના પ્રણેતાઓ છે. મલકાટને પણ અપરસ માનનાર ગાંભીર્યની મૂર્તિશા વિવેચક સર્જકો છે, વિવેચકપદપ્રાપ્તો છે અને વિવેચકપદેચ્છુઓ પણ છે. નવલિકા સમ્રાટો, શાયરીના સુલ્તાનો, બયાનના બાદશાહો, લખાણના લડવૈયા, સાહિત્યના સર્જકો (અહીં કશીય છાપભૂલને અવકાશ નથી) અહીં મળ્યા છે. નિશ્ચે આજે શુભ દિન છે. અને યશોધર કૃતજ્ઞતા અનુભવે તો આજે એ લાજિમ છે.

ખૂણે ગોઠવેલી ખુરશીમાં ગોઠવાઇ બેઠેલા બાળકરામ પહેરણના ગજવામાંથી સિગારેટની ડબ્બી કાઢી, એક લઇ, અવાજ થાય તેવી રીતે ડબ્બી બંધ કરી, ગજવામાં મૂકે છે. બીજા ખીસામાંથી પેટી કાઢી સિગારેટ સળગાવે છે.

બાળકરામ—[ધૂણીનો ગોટો કાઢી] બધા આવી પહોંચ્યા ?

સ્મરારિ—'બધા આવી પહોંચ્યા.' શિખરિણીનું ૬/૧૭ ચરણ તો થઇ ચૂક્યું.

એકદન્તરાય—આપને ભલે એમાં શિખરિણીનું એક કે અર્ધું ચરણ પૂરૂં થતું જણાતું હોય; મ્હને તો એમાં સાહિત્યના ઇતિહાસનું નવું, અનોખું અને પ્રાણવાન પૃષ્ટ સરજાતું જણાય છે. આટ આટલા સરસ્વતીસેવકો એક જ કાલે, એક જ ક્ષણે...

જનક પંડિત—એક જ છાપરા નીચે ?

ઇંદુવદન—મ્હને ત્હમારા નાટકમાં ગમી હોય તો આ જ વસ્તુ. જનકભાઈ, ગમે ત્યાંથી, ગમે તેવી રીતે, (જનક એના સામું જોઇ રહે છે] નહીં, હું એવી અલફાઉ રીતની વાત નથી કરતો, હું તો વાત કરૂં છું હમણાં જ ત્હમે વાત કરી એ રીતની. કોકે વાત માંડી હોય અને રસનાં ટીપાં ઝરતાં હોય એવો વાતનો ચટકો લાગે તે ભાષણ: બાકીના બધા તો સંવાદ.

એકદન્તરાય—ઇંદુવદનભાઈની વાત સાચી છે. જે સંભાષણમાં શ્રોતાને જકડી રાખવાની આવડત નહીં તેને સંભાષણ કહી જ કેમ શકાય ? ત્હમે શું કહો છો પાંડેયજી ?

પ્રીતિમોહન પાંડેય—તાત્ત્વિક રીતે આપની વાત સાચી છે. પણ નવલકથાના સંવાદને-[બાળકરામ સામું જોઇ] કેટલાક એને વિસંવાદ પણ કહે છે, પણ આજ સાંજના આપણે એનું સ્મરણ સરખું પણ નહીં કરીએ-નાટકના સંવાદની કક્ષાએ નહીં મૂકી શકાય.

ભગવતી શુકલ—હા, એ પણ સાચું. નવલકથાના સંવાદને તો એક ફક્કડ છટક બારી પણ છે. જરા ગૂંચવાયા એટલે આ સરકી પડ્યા વર્ણનના ગદ્યમાં.

પાંડેયજી—ત્હમે નવલકથાને અન્યાય કરો છો.

ઇંદુવદન—અરે એટલું જ નહીં, નવલકથાકારને પણ અન્યાય કરો છો.

ભગવતી શુકલ—છી છી છી ઇન્દુવદનભાઈ, અર્વાચીન ગોવર્ધનરામ જેવા પાંડેયજીને અન્યાય કરવાનું મ્હારા મનમાં પણ કેવી રીતે આવી શકે? આવી કલ્પના ત્હમને આવી કેવી રીતે?

બાળકરામ—સમસેવકો...

સ્મરારિ—આહાહા શું શબ્દ લાલિત્ય છે! આના પર તો હું રાજ લૂંટાવું પણ...

કશું પાસે હતું ના.
છે નહીં.
ના ના કાંઇ હશે નહિ.

એકદન્તરાય—પણ એ શું? સમસેવકો!

મુકુલ નાણાવટી—સમખાતા સેવકો.

ઇંદુવદન—નહીં, સેવકોના સમખાતા...

યશોધર—બાળકરામભાઈ [બાળકરામને આ ગૂંચવાતું કોકડું ઉકેલવા યાચના કરતો હોય તેમ]

બાળકરામ—બધા બોલી રહે એટલે હું બોલું. બધા બોલતા હોય ત્યાં હું બોલું એ બહાર પડે. એમાં ઔચિત્યે નહીં અને નહીં એમાં ઘનતા. એવું વિચાર અને વર્તન જાડ્ય મ્હને નથી ખપતું.

જનક પંડિત—હં.

યશોધર—[એનીએ જ ગોકુળનાથને અરજી કરતા ભક્તની ભાવનાથી] બાળકરામ......

બાળકરામ——સમસેવકો. હા. હું કહું છું સમસેવકો. જે જ્ઞાન, જે કલા, જે સાહિત્યની સેવા કરવાનો આપણે સહુ સરખો યત્ન કરીએ છીએ–[સ્મરારિ સામું જોઇ] એમાં હદથી જ્યાદે વિનમ્ર બનવાની જરૂર નથી–[વાક્ય આગળ લંબાવતાં] તેમાં પડતી આપત્તિ વિપત્તિ સહુ સહુના ગજા અને ગજવા પ્રમાણે વેઠીએ છીએ, તે પ્રયત્નમાં, જગતની વિશદ અને વિષમ સેવામાં જોતરાએલ આપણે સહુ સમસેવકો છીએ. અને એટલે જ હું આપણ બધાને સમસેવક કહું છું.

એકદન્તરાય——પ્રશસ્ય. આવું એક સેવકગણ સ્થાપવાના પ્રયત્નો વર્ષો પૂર્વે આ હાડપિંજરે કરેલા. પણ મહાન થઈ બેઠેલાઓની ઉપેક્ષાવૃત્તિ અને મહાપદેચ્છુઓની મહત્ત્વાકાંક્ષા વચ્ચે એને અચિન્ત્ય નિષ્ફળતા વરી. પણ હશે એમાં ગ્લાનિ પામવાની જરાકે આવશ્યકતા નથી. ઇતિહાસને પાને એની કરુણ પ્રશસ્તિ પણ નોંધાઇ છે, એટલું આજને કાળે પૂરતું ગણવું જોઇએ.

ભગવતી શુકલ——મ્હારો તો ખ્યાલ હતો કે, આપણે વીતેલી પળનો જોય ન જોતા જોષી જેમ, નવે અક્ષરે જ નૂતન મંડાણ કરીએ.

જનક પંડિત——પણ શું કરવું છે, તેનોય ખ્યાલ તો હોવો જોઇએ ને!

ઇંદુવદન——એ જરૂરી તો છે જ. સારા–નરસાની વાત બાજુએ મૂકીએ તોયે મંત્ર સાપના ભણવાના છે કે વીંછીના એટલું તો જાણવું જ જોઇએ.

બાળકરામ——એ વિષે તો હું કાંઈ નથી જાણતો. પણ મ્હારું મન્તવ્ય એવું ખરું કે આવા પ્રસન્ન વાતાવરણમાં વિચારવિનિયમ અન–અંતરાય થાય તો એનું પરિણામ સાહિત્ય અને સંસ્કાર માટે જરૂર લાભદાયી આવે જ. બેશક.

પાંડેય——તો કરવા માંડો.

બાળકરામ—પાંડેય, એમ ઉતાવળા થઇ આખી વાતને કથળાવી દેવાનો અપશય હું મ્હારે શીરે લેવા હરગિજ તૈયાર નથી. એનો કાળ પાકવો જોઇએ કાળ.

સ્મરારિ—[અસ્ફૂટ] ન પાકયો હોય તો મૂકોને એમાં પાલઃ હમણાં પાકી જશે.

મુકુલ નાણાવટી—મ્હને તો લાગે છે કે આવા કશાય પ્રયત્નની શરૂઆત સર્જાતા સાહિત્યના મૂલ્યાંકનથી થવી જોઇએ.

પાંડેય—મુકુલભાઈની વાત બરાબર છે. આપણ સહુને ઊભવા દે એવું એક પગથીઉં શોધ્યા વિના લાંબી ફાળ ભરવી નકામની.

એકદન્તરાય—કોઇનેય માઠું લાગે તો માફ કરજો પણ આ ચર્ચા અધિકારીઓની જ હોઇ શકે. અન-અધિકારીની ચેષ્ટાથી ન તો ચર્ચાનું ગૌરવ જળવાય કે ન લક્ષ્ય પ્રતિ એક ડગ પણ ભરાય.

જનક પંડિત—ત્હમારો મુદ્દો જરૂર વિચારણીય છે પણ અહીં તો બધા........

સ્મરારિ ભગવતી સામું જુવે છે. પાંડેય મુકુલ સામું જુવે છે. એકદંત-રાય સ્મરારિ સામું જુવે છે. ઇંદુવદન જનક સામું જુવે છે, સહુ મગમાંથી કોરડુ વીણતા હોય એમ અધિકારીઓની જમાતમાંથી અનધિકારીઓને અલગ ટાળતા જણાય છે. કેવળ બાળકરામ નિરાંતે એની આરામ ખુરશી પર પગ લંબાવી સિગારેટના ગોટા કાઢતા હોય છે. યશોધર બિચારો અધ્ધર તાંતણે જીવ લટકાવી એકથી બીજા અને બીજાથી ત્રીજાના મોં સામે જોઇ રહે છે. નવાઈની વાત એ છે કે સહુ સામટા બોલી ઊઠે છે અને મંદિરની આરતી જેવો ઘંટારવ થતો લાગે છે.

[જુદા જુદા ગળામાંથી બોલાય છે. છુટક છુટક વાકયો. એકી સાથે જ.] હા...અહીં તો...બધા જ અધિકારી છે...બધા જ.

બાળકરામ—[સિગારેટની થોડી બીજી ધૂણીથી આગળની ધૂણીને હટાવતા] નિર્ણય કરી રહ્યા ?

એકદન્તરાય—એમાં નિર્ણય કરવા જેવું શું હતું ? જે સભામાં પાંડેયજી જેવા નવલકથાકાર હોય,

સ્મરારિ—અને ભગવતીભાઈ જેવા નવશોહિયા કવિ હોય,

નાણાવટી—એકદન્તરાય જેવા વિવેચકપદપ્રાપ્ત મોજુદ હોય,

પાંડેયજી—[આસનેથી ઊતરતા] મુકુલભાઈ જેવા આવતી કાલના નવલિકાકાર હોય,

ઇંદુવદન—[રહી ગયાના આવેશમાં] જનકભાઈ જેવા નાટકકાર હોય,

જનક—[સંતોષ, સાર્થક્ય અને વિવેકને ભેગાં કરતો] બાળકરામભાઈ જેવા હરેક ક્ષેત્રના અતિરથી હોય,

ભગવતી—અને ભૂલી કેમ જાઓ છો ? યશોધરભાઈ જેવા સાહિત્યરસજ્ઞ અને ઇંદુવદનભાઈ જેવા...

ઇંદુવદન—બસ ભાઇ, મ્હને તો દરમે મંદિરના ઘંટારવ સુણનારની કોટીમાં જ મૂકજો. ત્યાંથી આગળ વધવાનું મ્હારું ગજું નહિ.

સ્મરારિ—સુણજ્ઞ ?

ઇંદુવદન—હા, વગર વાગે પણ મંદિરનો ઘંટારવ સાંભળવાની આવડત જેનામાં છે તે.

એકદન્તરાય—મારા નસીબે ન જાને કેમ, પણ આવી વસ્તુઓ સામે હંમેશાં વાંધો નોંધાવવાનો રહ્યો છે, ગંભીર ચર્ચામાં આવી આછકલાઇ જેવી ગૌરવહાનિ બીજી એકે શોધી જડે તેમ નથી.

બાળકરામ—એકદન્તભાઈ તહમેય શું આમ લજામણીના છોડ જેમ લજાઈ જાવ છો !

જનક પંડિત—પેલા કોઈએ કહ્યું છે ને કે સવાલ તો નર્મ બુદ્ધિનો છે.

એકદન્ત—પાછું એ જ આગળ આવે છે ! એનું નામ નર્મ બુદ્ધિ, એનું નામ આછકલાઈ, પોચટપણું, વિષય પરત્વેની પકડનો અભાવ.

ઇંદુવદન—જો માણસને કામ કર્યા બાદ પણ પોતાની પિછાણ આપવાનો હક્ક ન હોય, તો મ્હારું બોલ્યું હું પાછું ખેંચવા તૈયાર છું.

ભગવતી—આનું નામ ખેલદિલી.

બાળકરામ—હશે, એ વાત જવા દો, અને રાજમાર્ગે આવો. બોલો છે કાંઈ યોજના ત્હમારી પાસે ?

સ્મરારિ—મ્હને તો એક વાત સૂઝે છે. આજે સહુ, બાળકરામભાઈના શબ્દોમાં કહીએ તો "સમસેવકો", અહીં એકઠા મળ્યા છે ત્યારે ખુલ્લા દિલે એકબીજાના સાહિત્ય, લખાણ, કે પ્રવૃત્તિ પરત્વે શા માટે ચર્ચા ન કરવી અને કાંક માર્ગદર્શન મળે એવું વિચાર-રેખાંકન ન કરવું ?

બાળકરામ—વાત તો વ્યાજબી છે.

ઇંદુવદન—તો તો હું 'ટબૂડી'થી જ શરુઆત કરું.

સ્મરારિ સચેત થઇ જાય છે

ઇંદુવદન—'ટબૂડી' ને હું ગઈકાલને ખભે ઊભેલી, કોકના વિચાર અને કોકના શબ્દદેહમાં જકડાતી કવિતા કહું છું. કદાચ એ આજની પ્રતિનિધિ ન કહેવાય.

ભગવતી—હેં ?

ઇંદુવદન—હા. એની ખરી તાકાદ આજનું પ્રતિનિધિત્વ ધરાવવામાં નથી. એનું જોમ, એનું ખડતલપણું, એની જરઠ પ્રૌઢિ એ આવતી કાલની આગાહીના ભણકાર છે. એમાં એનું મહત્ત્વ વસ્યું છે.

સ્મરારિ સંતોષ અનુભવે છે.

એકદન્તરાય—સ્મરારિભાઈની કવિતા વાચવાનો મોકો તો મ્હને હજુ નથી મળ્યો પણ હું એટલું કહી શકું કે એમની કવિતાનો રણકાર હમ્મેશાં ગળામાં સૂરની ધૂન ઘૂંટતા પ્રખર ગાયક જેવો મ્હને

ભાસ્યો છે. અને એથી એ વિશેષ વાત તો એ છે કે રમ્યા-રૌદ્રી કવિતા સુંદરીનો સાક્ષાત્કાર પણ એમની કવિતામાં થાય છે. ગ્રીષ્મના પ્રખર તાપ સાથે વસંતની તાઝગી અને શરદ્‌નો આલ્હાદ: આવો સમન્વય બીજે ક્યાં મળવાનો હતો ?

સ્મરારિનો આત્મધન્યતાનો ફુગ્ગો ફૂટું ફૂટું થાય છે.

બાળકરામ—એ બધું તો ઠીક. પણ 'ટબૂડી' નામ મ્હને નથી ગમતું. મ્હને તો એમાં લઘુતાભાવ લાગે છે, નમ્રતા નહીં.

જનક પંડિત—પણ નામમાં શું ?

મુકુલ નાણાવટી—હા, જનકભાઇ નામમાંશું ? તમતારે મંમ-મંમ સાથે જ કામ રાખોને. જુવોને ત્હમારું નવું નાટક 'રામરખા'. સમન્વયના આ જમાનામાં રાષ્ટ્રભાષાની લઢણનો પ્રયોગ ગૂજરાતીમાં દાખલ કરી તમે એક સાચું પ્રગતિનું પગલું ભર્યું છે.

ઇંદુવદન—હું તો ભાઇ 'રામરખા' પર આફ્રિન છું. ગાંધીજીની ભાષામાં કહું તો આશક છું. એની નાટ્યતત્ત્વની પકડ ગજબની છે. એક પછી એક પાત્ર આવતું જાય છે અને ત્હમે જોયે જ જાવ છો, જોયે જ જાવછો. નાટક પૂરૂં થાય છે અને ત્હમને ભાન થાયછે: આટલું બધું બની ગયું ?

મુકુલ નાણાવટી—એક જ વાત નથી ગમતી ભાઇ. જનકભાઇને નાટકને અનુરૂપ નટમંડળી નથી મળી. સંસ્કાર અને સાધના વિનાના જડસુઓને હાથે એવું કાચું બફાતું લાગે છે ! ભરતમુનિનાં મહાભાગ્ય છે કે એ આ કાળમાં જીવતા નથી નહીંતર ભલા જીવને દાઢીની આંટી પાડી આપઘાત કરવો પડત. મ્હને કોઇ કહે કે એ લેભાગુઓ નાટક કરવાના છે તો તો હું એ નાટક જ જોતો નથી.

ઇંદુવદન—'રામરખા' પણ ?

મુકુલ નાણાવટી—હા 'રામરખા' પણ.

પાંડેયજી—એમાં શું ? સર્જકના પ્રજ્ઞાચક્ષુને આવા અંતરાયો ન નડી શકે.

સ્મરારિ—સામાન્ય માણસ અને સમર્થ સર્જકનો ભેદ ત્યાં જ જણાઇ આવે છે. સાચો સવાલ તો સાધનાનો છે, એ જ તો ખરું વ્યક્તિ વૈશિષ્ટ્ય છે.

પાંડેયજી—વ્યક્તિ વૈશિષ્ટ્યની વાત નીકળી છે ત્યાં જ મને એક વાત સૂઝે છે.

યશોધર ઊઠવાનું કરે છે.

બાળકરામ—કેમ યશોધર ?

યશોધર—આપ સહુ આ રસિક ચર્ચા ચાલુ રાખો હું હમણાં આવ્યો. [જાય છે]

એકદન્ત—[બારણું આડું થતું જોઇ રહી] આપ આ યશોધર વિષે શું માનો છો ?

સ્મરારિ—[બોલી ઊઠતાં] ભલા જીવ છે.

એકદન્ત—ત્હમારો પ્રમાણિક મત કહેજો, મને તો ખાલી ખોટી આગતાસ્વાગતા કરી સાહિત્યપ્રેગીઓમાં સ્થાન પામવા મથતો પામર લાગે છે.

પાંડેયજી—એકદન્તભાઇની વાત સાચી છે. એમ ન હોય તો એ આટલું બધું શા માટે કરે ?

સ્મરારિ—પણ......

ઇંદુવદન—જુવો સ્મરારિ આ સાગરમાં ત્હમારી "ટબૂડી" ન ડબોળતા.

બાળકરાય—મારી તો એ અતિ દૃઢ માન્યતા છે કે જેમ ભય વિના પ્રીતિ નથી એમ જ્ઞાત કે અજ્ઞાત સ્વાર્થ વિના પણ પ્રીતિ સંભવતી નથી.

એકદન્ત—પામરતા, સંસ્કારમૂઢતા, બીજું શું ?

પગલાંનો અવાજ નજીક આવતો સંભળાય છે. સહુ સચેત બને છે.

ઇંદુવદન—[ભાગ્યા કે ભાંગ્યાનો ભેરૂ] ત્યારે મુકુલભાઇ ત્હમારો વિરોધ તો એ નટ મંડળી સામે છે.

મુકુલ નાણાવટી—હા, અને વધુ તો એટલા માટે કે એ નટ મંડળી ઊતાર હોવા છતાં પરસ્પર પ્રશંસકવાડામાં સ્થાન પામીને સંસ્કારી અને સુશિક્ષિતનાં બિરુદ પામે છે. હું તો કહું છું કે એવી 'સરિતા' કરતાં તો અમારી શામની વાઘરણના કંઠમાં વધુ પ્રાણ છે, વધુ મીઠાશ છે.

બાળકરામ—આ વાક્ય તો ત્હમે બીજે ક્યાંઇ પણ વાપર્યું છે. નહીં ?

જનક—[સહાયક અને પૂરક] હાજી. બસ્સોમી વાર્તામાં.

ઇંદુવદન—વાર્તાની કલા ઉપરાન્ત આ પણ એક ગૌરવનો વિષય નથી ગૂજરાત માટે કે, એક જ કલમ બસ્સો જેટલી વાર્તા લખે.

પ્રીતિમોહન પાંડ્ય—લખે એ કરતાંય એ છપાય એમાં સાચી ભવ્યતા વસી છે.

ભગવતી—અને હવે તો આ ગણત્રીએ જૂનવાણી ગણાશે. એકદેશીય પ્રગતિ અને પ્રશંસાથી કંટાળી હવે તો મુકુલભાઇએ નાટક, જીવનકથા, નવલકથા, પ્રવાસવર્ણન, અને પાસાદાર ગદ્યકણિકાઃ સર્વક્ષેત્ર સર કરવા માંડ્યા છે.

ઇંદુવદન—એને કણિકા ન કહો. મણિકા કહો. એ થોડા સુંદર શબ્દોમાં મણ મણ જેટલું વજન વસ્યું છે.

યશોધર દાખલ થાય છે.

બાળકરામ—આવો યશોધર.

યશોધર—હું તો જરા આપ સહુ માટે ચાહની વ્યવસ્થા કરવા ગયો હતો.

ઇંદુવદન—ચાહ ! અરે એવું તો કાંઇ થતું હશે યશોધર ?

પાંડ્યજી—આપને ત્યાં મળ્યા એટલું જ કમ છે તે વળી ઉપરથી ચાહ !

સ્મરારિ—સામાન્ય માણસ અને સમર્થ સર્જકનો ભેદ ત્યાં જ જણાઇ આવે છે. સાચો સવાલ તો સાધનાનો છે, એ જ તો ખરું વ્યકિત વૈશિષ્ટ્ય છે.

પાંડેયજી—વ્યકિત વૈશિષ્ટ્યની વાત નીકળી છે ત્યાં જ મને એક વાત સૂઝે છે.

યશોધર ઊઠવાનું કરે છે.

બાળકરામ—કેમ યશોધર ?

યશોધર—આપ સહુ આ રસિક ચર્ચા ચાલુ રાખો હું હમણાં આવ્યો. [જાય છે]

એકદન્ત—[બારણું આડું થતું જોઇ રહી] આપ આ યશોધર વિષે શું માનો છો ?

સ્મરારિ—[બોલી ઊઠતાં] ભલા જીવ છે.

એકદન્ત—ત્હમારો પ્રમાણિક મત કહેજો, મને તો ખાલી ખોટી આગતાસ્વાગતા કરી સાહિત્યપ્રેમીઓમાં સ્થાન પામવા મથતો પામર લાગે છે.

પાંડેયજી—એકદન્તભાઇની વાત સાચી છે. એમ ન હોય તો એ આટલું બધું શા માટે કરે ?

સ્મરારિ—પણ.....

ઇંદુવદન—જુવો સ્મરારિ આ સાગરમાં ત્હમારી "ટબૂડી" ન ડખોળતા.

બાળકરાય—મારી તો એ અતિ દૃઢ માન્યતા છે કે જેમ ભય વિના પ્રીતિ નથી એમ જ્ઞાત કે અજ્ઞાત સ્વાર્થ વિના પણ પ્રીતિ સંભવતી નથી.

એકદન્ત—પામરતા, સંસ્કારમૂઢતા, બીજું શું?

પગલાંનો અવાજ નજીક આવતો સંભળાય છે. સહુ સચેત બને છે.

ઇંદુવદન—[ભાગ્યા કે ભાંગ્યાનો ભેરૂ] ત્યારે મુકુલભાઇ ત્હમારો વિરોધ તો એ નટ મંડળી સામે છે.

મુકુલ નાણાવટી—હા, અને વધુ તો એટલા માટે કે એ નટ મંડળી ઊતાર હોવા છતાં પરસ્પર પ્રશંસકવાડામાં સ્થાન પામીને સંસ્કારી અને સુશિક્ષિતનાં બિરુદ પામે છે. હું તો કહું છું કે ઓલી 'સરિતા' કરતાં તો અમારી શીમની વાઘરણના કંઠમાં વધુ પ્રાણ છે, વધુ મીઠાશ છે.

બાળકરામ—આ વાક્ય તો ત્હમે બીજે ક્યાંઇ પણ વાપર્યું છે. નહીં ?

જનક—[સહાયક અને પૂરક] હાજી. બસ્સોમી વાર્તામાં.

ઇંદુવદન—વાર્તાની કલા ઉપરાન્ત આ પણ એક ગૌરવનો વિષય નથી ગૂજરાત માટે કે, એક જ કલમ બસ્સો જેટલી વાર્તા લખે.

પ્રીતિમોહન પાંડેય—લખે એ કરતાંય એ છપાય એમાં સાચી ભવ્યતા વસી છે.

ભગવતી—અને હવે તો આ ગણત્રીએ જૂનવાણી ગણાશે. એકદેશીય પ્રગતિ અને પ્રશંસાથી કંટાળી હવે તો મુકુલભાઇએ નાટક, જીવનકથા, નવલકથા, પ્રવાસવર્ણન, અને પાસાદાર ગદ્યકણિકાઃ સર્વક્ષેત્ર સર કરવા માંડ્યા છે.

ઇંદુવદન—એને કણિકા ન કહો. મણિકા કહો. એ થોડા સુંદર શબ્દોમાં મણ મણ જેટલું વજન વસ્યું છે.

યશોધર દાખલ થાય છે.

બાળકરામ—આવો યશોધર.

યશોધર—હું તો જરા આપ સહુ માટે ચાહની વ્યવસ્થા કરવા ગયો હતો.

ઇંદુવદન—ચાહ ! અરે એવું તો કાંઇ થતું હશે યશોધર ?

પાંડેયજી—આપને ત્યાં મળ્યા એટલું જ કમ છે તે વળી ઉપરથી ચાહ !

મુકુલભાઈ—આટલો ચાહ ક્યાં ઓછો હતો તો વળી પાછો...

ઇંદુવદન—[અસ્ફૂટ] મણિકો.

યશોધર—[ધન્યતા અનુભવતાં] અરે આપ સહુ મારે ત્યાં ક્યાંથી? અને ચાહમાં તે શું છે?

જનક—હા, ચાહમાં શું?

કોઈ હોટલનો માણસ એક મોટી કીટલીમાં ચાહ અને પાણી ભરેલી ડોલમાં પ્યાલા-રકાબી લઈ દાખલ થાય છે. વિસ્ફારિત નેત્રે સહુ સરસ્વતી સેવકો આ જોઇ રહે છે.

યશોધર—[ ઊભો થઈ] ત્યાં ત્યાં ખૂણામાં.

છોકરો ખૂણામાં જઇ પદ્ધતિસર રકાબી પર પ્યાલા ગોઠવી કીટલી ઉચકી 'તુમીને મુઝકો પ્રેમ સીખાયા'ની સીસોટી વગાડતો ચાહ કાઢવા માડે છે.

ઇંદુવદન—એ જંગલી, ત્હારી સીસોટી બંધ કર.

પાંડેય—આ સિનેમાનું ઝેર કેટલે ઊંડે ઊંડે ઊતરી ગયું છે તે તો જુવો.

જનક—માટે તો હું ક્યારનો 'નાટક' 'નાટક' નું ઢીમ ઢીમ વગાડયા કરું છું.

બાળકરામ—એ કામ ત્હમારું લખી જાણનારાઓનું નથી. વિવેચકપદ જેને મળ્યું હોય તે જ એ વિષે વાત કરવાને અધિકારી કહી શકાય.

એકદન્ત—હું પણ એ જ કહું છું. પણ હાલ તો એ દશા દૃષ્ટિગોચર થાય છે કે-[છોકરો સહુને હાથમાં ચાહનો કપ પકડાવતો ઘૂમે છે] કાંક, કોકને હાથ, કોક સાતવારિયું ભેરવાઇ ગયું કે બસ વાત જ ન પૂછો થઇ બેઠા વિવેચક: અરે ભાઇ એમ વિવેચક થવાતું હોત તો તો મ્હારા ગામનો ભગલોભાઈ વિવેચક નહીં પણ વિવેચકસમ્રાટ થઈ શકત.

ભગવતી—વિવેચકસમ્રાટ !

મુકુલભાઇ—હા. એની સાધના સવિશેષ છે.

એકદન્તરાય ચોંકે છે. પણ ચાહનો કપ હાથમાં આવતાં ચાહ પીવા માંડે છે.

બાલકરામ—મુકુલભાઇની વાત એક રીતે સાચી છે. [રીત પ્રમાણે એક સિગારેટ કાઢી ધૂણીના ગોટા ફેંકવા માંડે છે.]

પ્રીતિમોહન પંડિત—[ ચોકકસ ચટાપટ અનુભવી ] હવે જવું જોઇએ. સમય ખૂબ થઇ ગયો લાગે છે.

યશોધર—આપ...

પંડિત—મને માફ કરજો પણ હવે મ્હારે જવું જોઇએ. ત્યો. ત્યારે, જય. જય [પાઘડીઓળીને રીતસર ગોઠવી ચાલવા માંડે છે. જાય છે.]

ઇંદુવદન—યશોધર ત્હેં ચાહ મોડી મંગાવી. આ બિચારા ઉદ્યોગી જીવને એટલું વધુ મોડું કર્યું.

યશોધર—ત્હમે ય શું ઇંદુવદનભાઇ ?

મુકુલભાઇ—ઇંદુવદનભાઇની વાત ખોટી નથી. આ તો ઠમઢોલ છે. બે હાથે ટીપાયું એટલે જરા ધ્વનિ વધુ નીકળ્યો અને એમાં માની લીધું કે એ મહાસર્જક છે.

જનક—ખરું પૂછાવો તો મ્હને તો મનમાં કયારનું ય થયા કરતું હતું કે આ ગૃહસ્થને તે કાંઇ ગતાગમ કે સાહિત્યની પરખ છે કે નહીં ? શા ઉપર આ અત્યાચાર—ઉકરડા પર પધરાવવા જેવી વાહિયાત નવલકથાઓનો—વેઠે જાય છે ?

ઇંદુવદન—મ્હેં એમનું એક પણ લખાણ વાંચ્યું નથી પણ તજજ્ઞો વાત કરે છે કે એ તો પરદેશમાંથી સીધાં તફડાવી લેય છે.

જનક—અરે ધરાર ચોરી. પાંડિત્યશાહી બનાવટ.

ભગવતી—અને પાછા એને કહેશે છાયાનુવાદ.

સ્મરારિ—હા, એ તુત ભારે હાલી નીકળ્યું છે. લાંબી લચ-બે હાથની દુંધી ને ત્રણ હાથના બી જેવડી-વાતમાં લખશે : આ વાર્તા પર હાલ ભૂલાઈ ગએલી કોઇ પરપ્રાન્તીય વાર્તાની અસર છે. એનું ઋણ સ્વીકારવું જ રહ્યું.

મુકુલ કશીક વ્યાકુળતા અનુભવતો લાગે છે.

ઇંદુવદન—કાં મુકુલભાઇ ?

મુકુલભાઈ—વાત એમ છે કે મ્હારે આજ એક જગાએ જવાનું હતું. મારા મનને એમ કે અહીં પતશે એટલે જાશું પણ અહીં તો આ આકાશ અને સમુદ્ર જેટલું અનન્ત ભાસે છે. તો હું જાઉં.

યશોધર—જો કામ એટલું ઉપયોગી ના હોય...

મુકુલભાઈ—ત્હમને કહેવાનો વાંધો નહી. વાત જરા 'ધન'ની છે.

જનક—એમ હોય તો જરાય ઢીલ ન કરતા મુકુલભાઈ. પેલી કહેવત પણ હવે તો સુધારો માગે છે. કરોડ કામ મૂકીને ધનની વાત કરવી.

મુકુલ—ત્યારે હાંઉ. હું તો જાઉં ભાઇ. તમતારેને એ હાંકે રાખો. જય જય. [જાય છે.]

એકદન્ત—આ શું સમજતો હશે એના મનમાં ?

ઇંદુવદન—જૈન સાહિત્યની એક કથા છે. લેવાના, દેવાના અને સરકારી એમ ત્રણ જાતના કાટલા રાખતા વ્યાપારીની. જે જાતનું ઘરાક આવે એમ બૂમ મારે અને ગૂમાસ્તાનું નામ બદલે: લેણચંદ એટલે ગુમાસ્તો ૫૦ ભારનો શેર લાવે; દેણચંદ એ ૩૦ ભાર અને પૂનમચંદ એટલે સમધારણ. સમધારણ ન રાખે તો કાકો હેડમાં જ પૂરે તો ! આ સમર્થ સાધક, અદ્વિતીય કલાકારનું, પણ હવે એવું જ થતું જાય છે.

ભગવતી—જો જો કાને ગયું તો રોજનીશીએ ચઢી જશો હોં!

ઇંદુવદન—આગળ ઉજળા રંગે રંગાયો છું તેનું વાળી તો ભરવું પડશે ને !

એકદન્ત—હું તો બીજી રીતે વિચાર કરતો હતો. સર્જક ગમે તેટલો મહાન હોય તોય વિવેચક કરતાં નીચો, એ વાતમાં શક નથી. સર્જકનું સમારકામ વિવેચક જ કરી શકે: એ વાચન, મનન અને અનુભવે તારવેલું નવનીત.

સ્મરારિ—એકદન્તભાઇ આપની વાત સાચી છે. પણ દુનિયામાં મૈત્રી અને મહોબ્બત જેવી પણ વસ્તુ છે.

એકદન્ત—આજ આપણામાં ફેર. વિવેચકના આસનને જ્યારે આ મૈત્રી અને મહોબ્બત અડશે ત્યારે એનું પુણ્ય પરવારી ચૂક્યું હશે. અરે એ તો તપોભ્રષ્ટ યોગી થયો ગણાશે.

બાળકરામ—તમે બન્ને આડી વાતે ચઢી જાઓ છો.

ઇંદુવદન—નહીં બાળકરામ, અહીં તો ઉપનિષદની વાત લાગુ પડે છે. "નદી મુખેનેવ સમુદ્રમાવિશેત્" બાકી પેલા નાણાવટી વિષે કહેતા હો તો મ્હને વાત કરવાનુંય મન નથી થતું.

જનક—અરે એનું લખાણ તો જુવો. હું તો એમ કહું છું કે જે જે સાહિત્યક્ષેત્રને એણે હાથ અડાડ્યો છે એને અભડાવ્યા વિના એણે કર્યું છે શું? નવલિકા લખી અને લાગણીવેડા કર્યા. નવલકથા લેવા માંડી તો એમાં કથા તો હતી જ નહીં પણ નવલે નહીં. અને નાટક લખ્યાં! બોડી બામણીનું ખેતર ખરું ને! બધે ઠેકાણે બાચકા માર્યા કરતાં અને કાગળની હોડીઓને વહેતી ગંગામાં તરાવ્યા કરતાં કાંક નક્કર કર્યું હોત તોય ઠીક રહેત. આ તો પેલા સાત પૂંછડીઆ ઊંદરની ગત થઇ છે. હશે ભાઈ આપણે શું? [કાંડે ઘડિયાળ જોઇ] કાં ભગવતીભાઈ ઉપડશું? આપણી તો છેલ્લી બસ જતી રે'શે.

ભગવતી—[એની વ્યગ્રતા ઢાંકી ઢંકાતી નથી] હા જાવું જોઇએ પણ...

ઇંદુવદન—ભગવતી એ વિષે ત્હમે જરાય ન મૂંઝાશો. થોડીક વધારે વાર બેસવામાં ચાર માઇલ કાપી નાખવા ત્હમારે પડશે અને તબિયત જોવા આવું ત્યારે વનુબાના ટાઢા મ્હને ચંપાશે.

ભગવતી—[ આજુબાજુ વ્યાકુળ નજર ફેરવતાં ] ના ના હું એ વિષે નથી બોલતો.

જનક ઊભો થાય છે. ભગવતી જવું કે રહેવું એનો નિર્ણય નથી કરી શકતો.

જનક—લ્યો ચાલો હવે ભગવતીભાઈ.

ભગવતી અનેક આશંકાઓથી ઘેરાએલો ઊભો થાય છે.

જનક—લ્યો 'સમસેવકો'--બાળકરામભાઇએ શબ્દકોષમાં અચ્છી ભરતી કરી–જયજય [જનક ભગવતી જાય છે]

સ્મરારિ—પેલાનું જતાં જતાં મોઢું જોયું ? જાણે કેમ એની ગેરહાજરીમાં આપણે એને ફાંસીએ લટકાવી દેવાના ના હોઇએ!'

એકદન્ત—વિવેચકની આ લોકને હમ્મેશાં ભીતિ રહેવી જ જોઇએ. જમાનાને શું અનુકૂળ હશે તે આ લેખકો શું જાણે?-કહે છે કવિતા કરીએ છીએ. નાટક લખીએ છીએ, અને તેમાંય પાછો પ્રગતિશીલતાનો અચંબો! એણે જ મુકુલ માટે વાપરેલું વાકય વાપરીને કહું તો જેમાં પ્રગતિ તો ન જ મળે શીલનાં દર્શન પણ દોહ્યલાં બને! એનું નાટકઃ બંગાળી નામ અને બિનગૂજરાતી આચરણ. મરઘાભાઈ અને મૂળીની સ્નેહસરવણીની એ પામરને ક્યાંથી જાણ ? એતો લખશે કોક અક્ષયકાન્તિ અને પ્રીતિમુદ્રિકાની પ્રણય કથા.

બાળકરામ—અને એમાંય કોક પરાયો આવવો જ જોઇએ.

એકદન્ત—હા, એ વિના કહેશે પ્રણય ત્રિકોણ ક્યાંથી થાય ? કચરાપટ્ટી. સાહિત્ય પર અત્યાચાર. જનતાના શોખની વિકૃતિ.

સ્મરારિ—અને ભગવતીની કવિતા. મ્હને તો એને કોરા કાગળની અધ્યક્ષર કવિતા કહેવાનું મન થાય છે. પૂરા આઠ ઇંચ લાંબા અને છ ઇંચ પહોળા કાગળ પર સોળ અક્ષરની ચાર લીટી છાપી એટલે બની ગયું કાવ્યસંગ્રહનું એક કાવ્ય. અને એના વિષય જુવો.

ઇંદુવદન—અરે વિષય લગી જવાની ક્યાં જરૂર છે? શીર્ષક જ જુવો, ફાગનાં ગાન. આ તો સારૂં છે આપણે વહેમમાં માનીએ નહીં, નહીંતર તો મહેમાનં આવવાની બીકે ઘરમાં આ પુસ્તક પણ ન રખાય.

સ્મરારિ—હું તો જ્યારે એ વાંચવાનો પ્રયત્ન કરૂં છું ત્યારે આપ્તેનો સંસ્કૃત કોષ પાસે રાખીને બેસું છું. સંસ્કૃત શબ્દોનું નિરર્થક પ્રાચુર્ય તો શ્વાસનું અવરોધન કરે છે. નિસ્સહાય કવિતા!

ઇંદુવદન—મ્હને એ ત્રાસ પડતો નથી કારણ કે, કવિતા એ સંગ્રહ માટે છે વાચવા માટે નહીં એ પરમ સત્યમાં હું માનતો થયો છું.

એકદન્ત– નહીં, કોઇ પણ વિવેચક એને પરમ સત્ય નહીં કહી શકે. પણ આજની પરાવલંબી કવિતા લંગડી ઘોડીના દા જેમ લંઘાતી લંઘાતી ક્યાં લગી આગળ પહોંચશે તે સવાલ છે. એમાં કાવ્યતત્ત્વ ક્યાં છે એ કહેશો કોઈ? અને વળી પાછો અર્વાચીનતાનો ફાંકો!

બાળકરામ બેઠા થાય છે.

ઇંદુવદન—કેમ બાળકરામભાઈ ?

બાળકરામ—ઇંદુવદનભાઈ, હવે રાતના દોડા નથી ખમાતા. ઉંમરે થઈને! ત્હમારી ઉંમરે તો અમે કહીએ બે સૂરજ આડે ઊંઘને આવવા દીધી નથી! લ્યો ત્યારે સાહેબજી.

લાકડી લઈ ચાલવા માંડે છે.

સ્મરારિ—ત્યારે એકદન્તરાયભાઇ, આપણે પણ હવે ઊઠીએ જ.

એકદન્તરાય—નહીં મ્હારે જરા ચોખવટ કરી લેવી છે ત્હમારી સાથે. ક્યારનોય મોકો શોધી રહ્યો હતો, પણ મોંઢામોંઢ થવાતું ન'તું

સ્મરારિ—મ્હને તો આપ મ્હારામાં આટલો રસ લ્યો છો એની જાણ જ ન હતી!

એકદન્તરાય—એવું જ બને છે. એક રંદે સુતાર બનેલા આ બાળકરામ જેવા એવી આડ ધરે છે કે કસબી કસબી વચ્ચે આડો આંક મૂકી દે છે.

સ્મરારિ—મ્હને તો આ દેવના હાલ જ દર્શન થયાં, પણ ભાઇ મનમાં એવી તો ચટી ગઇ! શું સમજે છે એ એના મનમાં! અને જરાય વિવેક પણ જાણે છે? આ એક સિગારેટ કાઢીને મોંમાં મૂકી. જાણે બીજા તો કોઇ છે જ નહીં.

એકદન્ત—પણ કોઇ મ્હને કહેશે એ કયા અધિકારે અહીં આવ્યો હતો? કે પછી બધા જ લેભાગુઓને બોલાવી અમારી ઠઠ્ઠા ઊડાવવી હતી?

ઇંદુવદન—એણે કેટલું લખ્યું છે એ તો હું નથી જાણતો. પણ આમ તો એ સાક્ષરમાં ખપે છે ને?

એકદન્ત—સાક્ષર! ત્હમે સાક્ષર કીધું? કોણે એને સાક્ષર બનાવ્યો? કયા બણુચક જેવા વિવેચકે એને સાક્ષરપદ આપ્યું?

સ્મરારિ—આપની આ વાત સાથે હું સહમત થાઉં છું કે, ગમે તેવા લેભાગુને આ સાક્ષરપદ ન આપવું જોઇએ. કાંક વિવેક, કાંક ગૌરવ, કાંક એવું બધું જળવાઈ રહે, એવી રીતે એની વિચારણા થવી જોઇએ.

એકદન્તરાય—આ જ વસ્તુ હું ત્હમને કહેવા માગતો હતો. ઉપકાર ત્હમારો કે ત્હમે મ્હને કપરા કામમાંથી ઉગારી લીધો. જુઓ સ્મરારિ જે વિવેકની ત્હમે જ વાતો કરો છો, તે ત્હમે પોતે જ ક્યાં જાળવો છો? જન્મીને જ જેણે, એટલે મ્હેં, વિવેચકપદ પ્રાપ્ત

કર્યું હોય એની પાસે ત્હમારા જેવા વિવેચકપદેચ્છુએ થોડુંક સમારકામ કરાવી લેવું જોઇએ. નરતાને સારા કે કોહિનુરને કચરાપટ્ટી બનાવવાની કોઈ કળાને વિવેચન સાથે લેવા દેવા નથી. એ ભૂલી ન જાઓ કે વિવેચક તો સંસ્કારદૃષ્ટા છે, એ જેને ચિરંજીવ કહેશે તે જ સાહિત્યમાં જીવશે કારણ કે એનું વિવેચન અજરામર છે.

સ્મરારિ—આ તો આપની ધરાર ધૃષ્ટતા છે.

એકદન્તરાય—થોડી વાહવાહથી ફૂલી જતા આ ગૂજરાતમાં જો મહાન દોષ હોય તો એ જ છે કે દરેક પોતાને સવિશેષ માનવા લાગે છે. સ્મરારિ, પુસ્તક વાંચવાનીય ત્હમને ફુરસદ છે! સેઇન્ટસબરી ત્હમે વાંચ્યો છે? ગોસના ચરણ સેવ્યા છે? મોલ્ટનનો અભ્યાસ કર્યો છે? અરે, જેને વિષે ભભકભર્યા શબ્દોમાં કટારોની કટારો ભરો છો તે પુસ્તકોનુંય રીતસર અધ્યયન કરો છો? શા માટે પોતાનો છે એ ધંધો છોડી ગજા બહારનું ડગ ભરો છો?

સ્મરારિ—ત્હમે બોલો છો અને મ્હને તો પેલા ગાડરાં અને વરુની વાત યાદ આવે છે. જે લાવા ત્હમે ઠાલવ્યો એનો જવાબ જોઇતો હોય તો આટલું સાંભળી લ્યો. બોલ્યા વાળાવાળાઓનું કારભારું ગયું એમ ત્હમારું આ ડીમડીમ પણ જતું રહેશે. ભલા થઇને વરસ ન વેગો. યશોધરભાઈ અને ઈંદુવદનભાઈ માફ કરજો, આ નિરર્થક દેખાવ માટે આપની ક્ષમા માગી લઉં છું, અને રજા લઉં છું. [જાય છે]

એકદન્તરાય—ઈંદુવદનભાઇ હજુ આને મ્હારી ટાઢી અને ઉન્હીની ખબર નથી લાગતી. એની 'ટખૂડી' ને દરિયાને તળીએ ન બેસાડું તો મ્હારું નામ વિવેચક નહીં. ઠીક ત્યારે યશોધર, હું તો પહેલેથી જ કહેતો હતો કે આ લોકને એકઠા કરવામાં કાંઈ મઝા નથી પણ હવે તો ત્હમારી ખાત્રી થઇ ચૂકીને! જય જય [જાય છે]

ઇંદુવદન ડઘાઇ ગએલા યશોધરને ખૂણેથી લાવી ખાલી પડેલી આરામ ખુરશી પર ધક્કો મારી સૂવાડે છે.

ઇંદુવદન—અને હવે સોગન ખા કે આ સમસેવકોને કદીએ આ ખોલીમાં તું પગ મૂકવા નહીં દે. આજ રાતે અહીં સૂનો નહીં, નહીંતર શબ્દોનાં ભૂત ત્હારા કાનના પડદા ચીરી નાખશે. કાલે સવારે ભીંત પર ચુનો ચોળાવજે. ભોંયને દૂધથી-નહીં જંતુ-નાશક ફિનાઇલથી-ધોવરાવજે. અને આખો દિવસ લીમડાની ધૂણી કરજે.

યશોધર દિંગમૂઢ થઇ જોડા છે. ઇંદુવદન નિરાંત અનુભવે છે.

પડદો પડે છે.

[આટલે લગી હિંમતભેર વાચી જનાર માટે જ આ લીટીઓ લખવી પડી છે. આ નાટક તો તૈયાર કપડાંની દુકાન જેવું છે. અંગે બરાબર બેસતું કપડું શોધી કાઢવા, કેટલીય બાંયોમાં હાથ નાખવા પડે છે અને કેટલાય ખોરીઆં ગાજમાં નાખવાં પડે છે. કોઇ પણ સજ્જનને આમ કરવાની ના પાડવાનો હક્ક દુકાનદારને નથી જ હોતો.

અહીં એમ થશે તો પેલી કવિતા છે ને 'હુંને જ હું ઢુંઢુ' એવું જ કાંક બનશે.

એક અગત્યની વાત. આ નાટકનું વસ્તુ બલ્ગેરિયન વાર્તા લેખક, ઇવાન વાઝેવની વાર્તા 'લીટરરી પાર્ટી'ના શ્રી હરિશ્ચંદ્ર ભટે કરેલા ગૂજરાતી અનુવાદ 'કલમ મંડળ' પરથી સૂઝ્યું છે.]

કેમ ભૂલાય છે તે. મંગુબેન ભલાભાઇને કેમ સીધા રાખે છે? બસ બધું મંગુબેનનું જ કહ્યું થાય. એમને કીધે વાણું અને એમને કીધે સાંજ. ચૂં કે ચાં શું કરે ભલાભાઈ! એવી મળવી જોઈતી'તી. હું ય ઊતરતી નથી એમ કો'છો ને? હા, કો'રતો! અમે ક્યાં જઇને કે'વાના હતા કે સાચું શું છે? બૈરીનો અવતાર મળ્યો છે, તે ઘરખૂણે રોયા કરીએ, મનમાં ને મનમાં બળી મરીએ. શું જોયું હશે માબાપે? નથી રહ્યાં પહેરવાનાં કે નથી રહ્યાં ઓઢવાનાં. જો જો કહી દઉં છું. બધું કરજો મારા માબાપને કશું ન કહેતા, નહીં તો થશે જોયા જેવી. પછી ન કે'તા કે કીધું ન'તું! રોટલી? ના કેમ? બે રોટલીમાં પેટ ભરાઈ ગયું? ક્યાં જમી આવ્યા તે પેટ ભરાઈ ગયું? હોટલ! હું જાણું ને! ઘરની બૈયરના હાથની રોટલી તો ગળે ઊતરતી નથી અને ચાના પ્યાલા ને પેલા ફાફડા ને જલેબી તો ગટક દેતાને ઊતરી જાય છે. ના કો' તોય હું માનું કેમ? હું જાણુંને બધા લખ્ખણ. મળ્યો હશે પેલો નરસૈ અડંગ ધડંગ. આગળ ધરાળ નહીં ને પાછળ ઉલાળ નહીં! નકામના સમ ન ખાઓ. લાજો જરા જૂઠું બોલતાં. સાચું કો' છો? તે ક્યાં હું ત્હમારું કહ્યું માનતી નથી? દોગામી જ દેવાની આદત પડી પછી શું થાય? મારા સમ સાચું કો'. કેમ ખાતા નથી? બે રોટલી ને કડછી ભાતમાં ચાલે? તબિયત નથી સારી? શું થયું? મને કે'તાય નથીને! હશે નસીબ મારાં તે મનથી ઊતરી ગઈ. બીજું શું? મૂંગે મોંયે ખમે જઇએ. પણ જરા દયા લાવી દાકતરને તો બતાવો. હા. ભાઇ હા. અમારા પર જ ઉપકાર કરવાનો છે ને! બીજું બધું તો ઠીક પણ તબિયત તો રાખો ઠેકાણે. જક્કી. કોણ કે' ત્હમને? કોઇનું માને તો ને? લો, થોડો ભાત તો લો. એમાં તો તબિગત નથી બગડી જવાની!

કામ કામને કામ. જરાય જંપવારો નહીં. તાપના દા'ડામાંય ઘડી બે ઘડી બેસવાનું નહીં. કે'તા હો તો શેઠને! અહીં કાંઈ મોટરમાં ફરવાનું નથી. અહીં તો મહેનત પડે છે, પરસેવો ઊતરે

છે. એને તો ઠીક છે તે વૈતરા મળી ગયા છે તે ખાધા કરે ધક્કા. એનું શું જવાનું હતું માંદા પડો તો? માણસના જીવની એને કયાં દરકાર છે? અને તમે ય એવા જ છો. મારા જેવી તો કહી દે સીધે સીધું. તેરે માગન બહોત તો મેરે ભૂપ અનેક. કયાં કોઇના નભાવ્યા નભવું છે? મહેનત કરીને કમાવું છે, તો એક નહીં ને બીજો. કણબી ભાઇનો કુબો, એક મૂવો કે બીજો ટપ ઊભો.

જાવ છો? મુવું બે ઘડી બેસીને ટાઢી મીઠી વાતો ય નહીં કરવાની. શું જીંદગી છે? લાવવાનું તો છે સ્તો. તમને કયાં યાદ રહે છે? ભૂલી જવું ને પાછું યાદ કરાવવું. જબરા છો તમેય તે! ધાન મસાલા તો છે જ સ્તો. પણ બબલો નિશાળેથી આવીને તરત માગે છે. મૂઆ નિશાળવાળાય તે દા'ડે દા'ડે નવી લપ વધારતા જ જાય છે ને! આજે તો આવાં કપડાં કરાવો અને કાલે આ લાવો. જાણે અહીં તો લવિંગની વખારો જ હશે ને બધી. પણ કાલે તો બબલો રોતો'તો. કૈ' કે માસ્તરે આખા કલાસ વચ્ચે મશ્કરી કરી. તો લાવી દોને. મુવું આપણે એક કપડું ઓછું પેરશું. છોકરાથી કાંઇ વધુ છે? અને આજ કેટલા વાગે આવશો? વે'લા આવો તો શાણી બેન કૈ'તા'તા સિનેમામાં જઇએ. કેટલા દા'ડા થયા? બબલો મોસાળથી આવ્યો ત્યારે ગયા'તા. ત્યાર પછી કયાં ગયા છીએ? હાસ્તો મોડા આવો ને રજાનું તો નામ નહીં, પછી કયાંથી જવાય? પેલા સુરેશભાઈ ને રંભાડી. રોજ સાંજ પડે છે ને નીકળી પડે છે. હાસ્તો ભાઇ એ તો ગયે ભવ પાંચે આંગળીએ પૂજ્યા હોય ત્યારે જ સ્તો એવું મળે. હશે પણ આજ વે'લા આવજો. અને અમારૂં તો ઠીક બબલાને તો આણી આપો! બચારાની કોઈ દાદ સાંભળતું નથી. એનું કરો કાંક ઠેકાણું હવે. અમારૂં તો ચાલે છે એમ ચાલશે. હાસ્તો માથે પડી છે તે ભોગવે જ છૂટકો ને!

આટલું છે તો ય એના મોંમાંથી હરફ નીકળે છે? એક મીઠો સખુન બોલતા હોય તો ય અમારા જીવને કેટલી ધરપત થાય! હશે આઈ નસીબ અમારાં!"

આજે એકાંકી કે નાટિકાના નામે ઓળખાતો નાટ્યપ્રકાર ગૂજરાતમાં ભાગ્યે જ બે દશકા જેટલો ઇતિહાસ જૂનો કહી શકાય. સંસ્કૃત સાહિત્યની પ્રણાલિકામાં આ પ્રકાર કાંઇ અંશે ગોઠવાઈ શકે એવો હોવા છતાં એને સંસ્કૃત સાહિત્યમાંથી આણ્યો છે એમ કહેવામાં અર્ધસત્ય પણ નથી. એ કબુલીને જ આગળ ચાલવું ઠીક પડશે કે આજે જે વિશિષ્ટ પ્રકાર આપણા આગળ આવ્યો છે તેનું પ્રેરણાસ્થાન પરદેશી નાટકો છે. એની સરખામણી સંસ્કૃત નાટકના વિવિધ પ્રકારો સાથે કરવામાં અભ્યાસીને આનંદ આવે અને કદાચ નાટ્યતત્ત્વની રજૂઆતમાં વસેલું કોક સનાતન તત્ત્વ અહીં અને તહીં બધેય નજરે પડે એ બનવા જોગ છે. રસ અને રચનાનાં સામ્ય, તખ્તા લાયકી આણવા સારૂ યોજાએલા પ્રસંગોના પ્રયોગોમાંય એકતાર અનુભવાય એ સંભવનીય છે. આટલો અભ્યાસ ભલે આપણને કોક ચિરંજીવ, અજર તત્ત્વની બુઝ કરાવે. એટલા પરથી આજે સમજાએલા એકાંકી જેવા પ્રકારને પરંપરાયુક્ત ગણવામાં ઔચિત્ય કે સત્ય નહીં હોય, નથી જ.

ગૂજરાતીમાં એકાંકીનો ઇતિહાસ આપવાનો પ્રયત્ન અહીં કરવાનો નથી એટલે અહીં એકાંકીને આજના સ્વરૂપે પહોંચતા કાપવા પડેલા સામાન્ય પંથનો કાંઇ ખ્યાલ લઈ, એકાંકીનાં રચના, ઘાટ, અને ઘડતર વિષે વિચાર કરવો ઠીક રહેશે.

પરદેશી એકાંકીનું મૂળ પરદેશી નાટકના મૂળ જેમ સાંપ્રદાયિક આખ્યાનો અને રંગપ્રયોગોમાં રહ્યું છે. એક નજરે જોઇએ તો આજના યુરોપીય નાટકનો પ્રથમ આવિષ્કાર પણ એકાંકીના અતિ પૂરાણા સ્વરૂપ જેવો જ હતો. સૂક્ષ્મ નજરે જોવાથી ગ્રીક નાટક આજના એકાંકીનું અતિ ભાવવાહી અને સુંદર પ્રથમ પ્રાગટ્ય જણાશે. એસ્કાઇલસ, સોફોકિલસ અને યુરિપિડીસનાં કરુણ–પર્યવસાયી નાટકોમાં બહુધા આજના એકાંકીના ગુણો જોવા મળે છે. [ગ્રીક નાટકની એકતાનો ખ્યાલ અહીં બાજુ પર મૂકી દીધો છે.] નાટકનો ઉદ્દેશ સુકૃત ઉપર ભાર મૂકવાનો જ મોટે ભાગે હતો. 'એંટિગોન' જેવા નાટકમાં સોફોકિલસ યુદ્ધકાળમાં માનવીની વફાદારી રાજતંત્રને છે કે પોતાના સર્જકને, એ સવાલ ચર્ચે છે અને ગ્રીક વ્યક્તિવાદીની નિર્ભીકતાથી એનો ઉત્તર પણ વાળે છે. ગ્રીક નાટકકારની નજરમાં માનવી પામર અને વામણો હતો. એમનું દષ્ટિબિંદુ એ અનંતતાનું હતું. એ નજરે પામર, હીણા માનવીનો સંઘર્ષ–પરસ્પરનો કે વિધિ સાથેનો--હમ્મેશાં નૈતિક મહત્ત્વ ધરાવતો અને એટલે જ તુચ્છ માનવીની જીત પણ કોક અપાર્થિવ વૈશિષ્ટ્ય ધારણ કરતી.

પૂરાણા ગ્રીક એકાંકીની [એકાંકીનો કરેલો અર્થવિસ્તાર આગળ પર ચર્ચાશે] એક અસર તો એ હતી કે નાટ્ય–રચના એની ઉત્કૃષ્ટતાએ પહોંચી. એ શિખરે ત્યારબાદ પહોંચાયું નથી એ કબુલ કરવું જોઇએ, ભલે પછી બીજા શિખરો નાટકે સર કર્યાનો સંતોષ માનવામાં આવતો હતો.

ગ્રીક નાટક બાદ એકાંકી નાટ્યરચનાનો બીજો, અને એટલો જ અર્થગ્રાહી ઉપયોગ, મધ્યયુગમાં યુરોપમાં અને ખાસ કરીને ઇંગ્લેન્ડમાં થતો નજરે પડે છે. ધર્મની ભાષા લેટિન હોવાથી અને લોકની ભાષા પૂરાણી એંગ્લો–સેક્સન હોવાથી ધર્મગુરુઓને ધર્મબોધનું

નવું માધ્યમ શોધવાની જરૂર પડી. અને જીસસના જીવનને નાટ્યરૂપ આપવા માંડ્યું. જૂના કરારની વાર્તાઓ, જીસસના જીવન પ્રસંગો, નવા કરારના ઉપદેશો, સંતો, મહંતોની જીવનલીલા સાથે લોકગીતોના અસ્પષ્ટ મિશ્રણથી નાટકો બનતાં. દરેક નાટક નાનકડું એકાંકી હતું. પણ પછીથી આ બધા નાટકોની એક હાર-માળા રચાતી. પચીસ-પચાસ નાટકનું જૂથ પ્રભુના માનવી સાથેના સંબંધો પર પ્રકાશ પાડતું. યુરોપમાં આ હારમાળા મીસ્ટરીને નામે ઓળખાઈ. ઇંગ્લેન્ડમાં એને મિરેકલનું નામ મળ્યું.

મિરેકલના પ્રથમ નટો ધર્મગુરુઓ હતા. પણ ધીરે ધીરે એમાં અન્ય લોક પણ ભળવા લાગ્યા. અને એની સાથે જ દેવળના ખૂણા-માંથી રંગમંચ દેવળના ચોગાનમાં આવ્યો. સ્વર્ગ-નર્કના ખ્યાલની ભયાનક અને બિભત્સ રજૂઆત આ નાટકોનું મુખ્ય અંગ થઈ પડ્યું હતું. અને સાથોસાથ જ ધંધાવાર મહાજનો દ્વારા એમના ધંધાને અનુકૂળ બાઈબલના પ્રસંગોનું નાટકીય નિરુપણ, પણ આવા નાટકોમાં બહાર આવવા લાગ્યું. [ આપણે ત્યાં પણ સૈકાઓથી ચાલી આવતી જ્ઞાતિવાર ભજવાતી ભવાઈઓની પ્રણાલિકા સાથે આને સરખાવી શકાય ? ] ખલાસીઓ નોઆહ અને વહાણના પ્રસંગને ભજવે, એવું બધું શક્ય બનવા લાગ્યું.

મિરેકલ અને મીસ્ટરીમાં ઉપદેશનું તત્ત્વ ભળ્યું અને મોરે-લિટીઝનો જન્મ થયો. ઇતિહાસનું કથાવસ્તુ તરીકેનું સ્થાન ઉપદેશ અને વ્યાખ્યાને લીધું. સદ્‌ગુણ અને દુર્ગુણ પાત્રો બન્યાં. ધર્મ પ્રચારને નવું સાધન મળ્યું.

છતાં આ ત્રણે ધારાઓમાં ગ્રીક નાટકની ભવ્યતા, કિંતાણુ કે કલાવિધાનમાંથી કશુંય ઊતર્યું નહીં. ક્રમેક્રમે રંગમંચને પૈડાં મળ્યાં અને દેવળના ચોગાનમાંથી તે ગામના ચોરે અને ત્યાંથી ગામના ચૌટે આવી પહોંચ્યો. કથા વસ્તુ પણ હવે દેવળ, ધર્મ

પ્રચાર, નીતિમત્તા, ઉપદેશથી દૂર જવા લાગી. નાટક પાછળ જે નેમ હતી, માનવીના ઉદ્ધારાર્થે યોજાએલા સાધનની પ્રતીતિ હતી, તે અલોપ થવા લાગી. ધર્મશાસ્ત્રોમાં ચર્ચાએલાં પાત્રોને સ્થાને લોકકથાનાં પાત્રો નાટકે ચઢયાં. ઉદાત્ત કરુણને સ્થાને સસ્તી હાસ્યવૃત્તિ આવી અને છેવટે નાટક સરાઇના નિયામકોને પૈસા કમાવાનો ધંધો બન્યો.

છતાં ય મિરકેલ, મીસ્ટરી અને મોરેલિટીઝને નિરર્થક ગણી કાઢવામાં ભૂલ ગણાશે. માનવ જીવનને અહીં અને અત્યારે માં અટવાઇ જતું અટકાવી એણે નવી દૃષ્ટિ, સમષ્ટિનો ખ્યાલ અને પરાપૂર્વ સાથે ભવ્ય ભાવિની કલ્પના આપી. સંકુચિતતા અને જીવનમાં જ ખદબદતા રહેવાની વૃત્તિને સ્થાને એમણે મહાન પુરુષોનાં જીવન, એમના ઉપદેશ, અને બંધન મર્યાદાઓનો ત્યાગ ઉપદેશ્યો. નાટ્ય વિધાનમાં ભલે એમણે ફાળો આપ્યો ન હોય છતાં ઇંગ્લેન્ડને નાટકમાં રસ લેતું એમણે જરૂર કર્યું, શેકસ્પીઅર માટે ભૂમિકા તૈયાર કરી.

ઇંગ્લેન્ડમાં સાચા નાટકનો ઉદય થયો અને એક રીતે એકાંકી અભરાઇએ ચઢયું. વધતી જતી દોલત, દેશ પરદેશની જીતો, ધર્મક્રાન્તિએ મુક્ત કરેલ બળ: બધાએ આગળ આવી નાટકને સમૃદ્ધ કર્યું તો એકાંકીને ખૂણામાં ધકેલી દીધું અને એકાંકીને નવા રૂપે પ્રગટવાને માટે સૈકાંઓની રાહ જોવી પડી છતાં ય શેકસ્પીઅરના નાટકોમાં ય લઘુનાટક અને આંતર્નાટક [Interlude] માટેના મળતા અણસારાઓને, સૂચનોને અવગણવા ન જોઇએ. 'It there no play to ease the anguish of a torturing hour? વાળું મિડસમર નાઇટ્સ ડ્રીમનું વાકય કે હેમ્લેટના નટો, ન વીતતા કલાક અર્ધા કલાકને વીતાવવાના ઉપાય તરીકે લઘુનાટકને સંભારે છે. અહીં જ એકાંકીના નવા રૂપનું ઉગમ સ્થાન છે. વધુ

અને વધુ જંજાળી બનતા જતા, અને ઓછો અને ઓછો ફુરસદનો સમય પામતા, પ્રેક્ષકની સગવડ ખાતર તથા એનાં નાણાંનો પૂરો બદલો આપવા ચાલુ નાટકમાં પ્રક્ષેપક તરીકે આદિ, મધ્ય કે અંતમાં ચાલુ નાટક સાથે કશો જ સંબંધ ન ધરાવતું કોક પ્રહસન કે એવું કાંક ઉમેરી દેવામાં આવતું. નાટકની શરૂઆતમાં આવ્યું તે Curtain–Raiser પુરોગામી, વચ્ચે આવ્યાં તે Interlude આંતર્નાટક અને અંતે આવ્યું તે after–piece અનુસારિકા બધાં જ ઐતિહાસિક ક્રમમાં કે અમુક વખતે આવ્યાં છે : તેમ કહેવું મૂશ્કેલ છે. ઔદ્યોગિક ક્રાન્તિના વધતા જતા જુવાળે એક બાજુથી જેમ તાજો જ પૈસાદાર બનેલો નવો નાટક જોનારો વર્ગ ઊભો કર્યો એમ એમના ફાજલ સમય પર પણ કાપ મૂકાયો. એટલે મૂળ નાટકને, સાંજના આકર્ષક રંજનને, જાત સંકોરવી પડી. છતાંય હજુ લોક પૂરાણા લાંબા નાટકને ભૂલ્યા ન હતા. પૈસા વસુલ ન થઈ શકવાનો અસંતોષ પ્રેક્ષકોમાં ન ફેલાય માટે નાટકને અંતે નાટક સાથે કશો જ સંબંધ ન ધરાવતું, કેવળ વિનોદ ખાતર રજૂ થતું પ્રહસન મૂકાતું. ફાજલ સમય પાડી ન શકે તે મુખ્ય નાટકને જોઇ ને રવાના થાય. પણ જેને પૈસા વસુલ કરવા હોય તે બેસેઃ એવી કોઈ અણલખી સમજાવટ આમાં બન્ને પક્ષે સ્વીકારી હતી. આ પ્રહસન તે After–piece અનુસારિકા.

લગભગ બધા જ દાખલામાં આ અનુસારિકામાં કોઈ અતિરંજક, ગલીપચી કરે એવો પ્રસંગ વર્ણી લેવામાં આવતો. સંસ્કારી કે શિષ્ટ ન કહી શકાય એવી શબ્દરચના એવા પ્રસંગની પૂરક બનતી. ચલણી બની ચૂકેલા Comedy of Mannersની આના પર પૂરી અસર રહેતી. Interludes આંતર્નાટક પણ આવી જ રીતે રચાતાં અને રજૂઆત પામતાં.

અને આ સાથે અંગ્રેજ પ્રજાની રહેણી કહેણીમાં

ઔદ્યોગિક ક્રાન્તિએ આણેલો પલટો વિધવિધ રૂપ ધારણ કરતો હતો. કામગીરીમાં ડખલ ન પડે એ રીતે જ રંજનનો કાર્યક્રમ રચાવો જોઇએ. અને એ સાથે જ નવો થએલો પૈસાદાર વર્ગ પોતાની સામાજિક ઉચ્ચતાની પ્રતીતિ આપવા નવા રીતરસમો યોજતો થયો હતો. મિજબાનીઓ અને વાળુના સમય રાતમાં લંબાતા ગયા તેમ નાટક શરૂ કરવાનો સમય પણ લંબાતો ગયો. અને છતાંય સામાજિક ઉપકારોનું વળતર વાળતા પ્રેક્ષકો રખેને કાંક જોવામાંથી—મુખ્ય નાટકમાંથી—રહી જાય એ બીકે નાટક પહેલાં Curtain raisers પુરોગામી આવ્યાં. એમની નકશી તો મોટે ભાગે after piece અનુસારિકા જેવી જ હતી. એમાં નાટ્યકલાને કે અભિનય કે ભાષાને કે એવા બધા સૂક્ષ્મતત્ત્વોને સ્થાન જ ન હતું. ઊંચે જવા મથતા મધ્યમ વર્ગની સાંસારિક વિટંબણાઓ, પતિ અને પ્રિયતમ વચ્ચે એક જ સ્થાને એક જ સમયે ઝોલાં ખાતી અમીર બાનુ, સાસુના સંતાપ વેઠતો જમાઇ: પુરોગામીના આ વિષયો હતા. પ્રબળ પ્રસંગને લઈ એના ઉપર સાળખું રચવામાં આવતું.

આ પુરોગામીમાં એકાંકીનું ઉગમસ્થાન રહ્યું હોવાથી એને જરા વિસ્તારથી જોવું પડશે. બદલાતા જતા સામાજિક રસમોની વાત તો આગળ કરી દીધી. પ્રેક્ષકને કશુંય ખોયાનો વસવસો રહી જાય એવું કાંઇપણ સત્ત્વ આ પુરોગામીઓમાં ન હતું. એનું નામ જ એક રીતે તિરસ્કાર અને સાથે જ ચલાવી લેવાની વૃત્તિમાંથી જન્મ્યું જણાય છે.

આ પુરોગામીનું કાર્યક્ષેત્ર વહેલા આવી ચઢેલા પ્રેક્ષકોને રાજી કરવાનું, અને મોડા આવનારાને નારાજ ન કરવાનું હતું. એટલે સાધારણ રીતે જ એમાં નાટ્યકલાના કશાય તત્ત્વોનો સમાવેશ કરવાનું મર્યાદા બહારનું ગણાતું. પ્રેક્ષકની પ્રશાન્ત મનઃસ્થિતિને જરાકે કળવે નહીં એવો, કોક અતિરંજનની સીમાઓ પર વસેલો પ્રસંગ,

રૂઢ બની ગએલી મજાકો અને વાક્યરચના; આટલું જ એમાં જળવાતું. એ ઉપરાન્ત સચવાતી એક વસ્તુ હતી તે આ પ્રસંગને ૩૦ થી ૪૦ મિનીટમાં રજૂ કરી, વિકસાવી અને પૂર્ણ કરી દેવાની જરૂરિયાત. આથી વધુ સમય એને મળે તેમ ન હતું, આથી ઓછો સમય લેવામાં વહેલા આવેલા પ્રેક્ષકને નારાજ કરવાનું જોખમ હતું.

અને આ છતાંય આ પુરોગામીમાં કેટલાક, એકાંકીનાં પૂર્ણત્વને પામ્યા છે. એનું નાટયતંત્ર કુશળ ધંધાદારી નાટકકારોને હાથે વિકસ્યું. જેમ્સ બારીનું 'Twelve Pound Look' પિનેરોનું Playgoer વગેરે આના ઉદાહરણ ગણી શકાય.

આ ઉપરાન્ત આજના એકાંકીને ભૂતકાળની નાટયપ્રવૃત્તિ સાથે સાંકળતો એક બીજો—અને તત્ત્વતઃ પૂરો બ્રિટિશ--અંકોડો પણ છે. તે છે મ્યુઝિક હોલ. મ્યુઝિક હોલની રંજન વીગતોમાં Sketchને સ્થાન હતું અને પ્રેક્ષકને પોતાના પ્રિય પાત્રને જોવાની તાલાવેલી રહેતી એટલે આ Sketch માં પ્રધાનતઃ પાત્ર રહેતું, પ્રસંગ ગૌણ બનતો. જોન બોર્ન જેવાનો મત છે કે જો પુરોગામીએ આજનું એકાંકીનું નાટયતંત્ર ઘડ્યું હોય તો મ્યુઝિક હોલના Sketch માં આજના એકાંકીના આત્માની જડ રહી છે. આમ છે જ એ કહેવું જરા મૂસ્કેલ છે ખરૂં.

આ બધા સાથે એકાંકીમાં રહેલી શક્યતાઓનું ખરૂં ભાન તો આયરિશ નાટકકારોએ કરાવ્યું તે હકીકતને નોંધવી જોઇએ. લેડી ગ્રેગરીની પ્રેરણાથી જે પુનરુત્થાન આયરિશ લેખકોએ સાધ્યું તેમાં લઘુનાટકની આશાતીત સફળતાએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. સીન્જ, યીટસ, લેડી ગ્રેગરી, લોર્ડ ડન્સાની વ૦ નાં એકાંકી નાટકો આજેય એકાંકીના સફળ અને સંપૂર્ણ નમૂના તરીકે આપણી આગળ છે.

એકાંકીનો આ ઇતિહાસ અને વિકાસ મહાયુદ્ધે અટકાવ્યો. મહાયુદ્ધ બાદ શરૂ થએલી અવેતન રંગભૂમિની વ્યાપકતાએ નાટકો માગ્યાં અને સેંકડોની સંખ્યામાં એકાંકી લખવાં લાગ્યાં. હરેક હિલચાલની શરૂઆતમાં બને છે તેમ આ નવી પ્રવૃત્તિમાંય શરૂઆતના નાટકો મોટે ભાગે દમ વિનાનાં, અને જડ નીકળ્યાં. વધતી જતી માગને પૂગી વળવા લખતા નાટકના લેખકો પાસે આદર્શ ધરે એવો નાટકકાર આ પ્રવૃત્તિએ આ ઘડીએ જનમાવ્યો ન હતો. ચાર વર્ષના યુદ્ધે નષ્ટભ્રષ્ટ કરેલી માનવ પ્રવૃત્તિના અદમ્ય જુવાળમાં એકાંકી, અવેતન રંગભૂમિ, નવા પ્રયોગો, આવ્યાં, તો ખરાં, પણ એમને પગભર થતાં, કલા સ્વરૂપે સ્થિર થતાં સમય ગયો.

આ કાળ તો આપણી એટલી નજીક રહ્યો છે કે તે વિષે વિચાર કરવાની સ્થિરતા પણ નથી આવી શકતી.

ગૂજરાતીમાં એકાંકીનો ઈતિહાસ લાંબો નથી. સામયિકોનો જેમ પ્રચાર થવા લાગ્યો તેમ નવલિકાની સાથે સાથે—જો કે એટલે અંશે નહીં—લઘુનાટક અને એકાંકીનું ખેડાણ થવા લાગ્યું. શરૂઆતના સાદા સીધા 'સંવાદ' માં પરદેશી નાટકના વાચને આણેલી નવી પ્રવૃત્તિ અને સંઘર્ષનાં નવદર્શન ભળ્યાં. આ નાટકોના ફાલમાં તખ્તા લાયકીનો ખ્યાલ લગભગ ગેરહાજર હતો. તળ ગૂજરાતી લાગે એવું તત્ત્વ પણ ગેરહાજર હતું. મર્માળા વાક્પ્રહારો, કહેવાયું છે તેમ ઢાલ લકડીના દાવ, એમાં જડતા. પણ તે નાટક ન બનતા.

આજ સ્થાને સ્થળે સ્થળે નાટક ભજવવાની જાગેલી ભૂખનો પણ નિર્દેશ થવો જોઈએ. ભાડુતી નાટકોમાંથી ઉછીના લીધેલા અવેશોને સ્થાને કશું મૌલિક, કશું self—contained આત્મ-પર્યાપ્ત ભજવવાની વૃત્તિ પ્રબળ થતી ગઈ. એકાંકીના લેખન પાછળ આ પ્રવૃત્તિએ પણ જોમ દીધું છે. આથી વધુ, ગૂજરાતમાં એકાંકીના વિકાસ વિષે લખવાનું આ સ્થાન નથી.

એકાંકીના વિકાસને જોયા બાદ એકાંકીના
ઘડતર તરફ વળીએ. સહુથી પ્રથમ તો નાટકને જે એકાંકીનું ઘડતર
અર્થમાં આપણે સમજીએ છીએ તેના વિશિષ્ટ પ્રકાર
તરીકે એકાંકીને સ્થાન અપાવે એવાં, ગણી ગણાવી શકાય, નોખાં
તારવી શકાય, એવાં કયાં તત્ત્વો છે, તે આપણે જોવું જોઈએ.

ધંધાદારી નાટકકારો અને નાટકની જૂની રસમોમાં પલોટાએલા, એકાંકીને મહત્ત્વ તો શું અનન્યતા આપવામાં પણ નાટકનું અપમાન જુવે છે. અંગ્રેજીના પ્રાધ્યાપક, મ્હારા એક મિત્રને મ્હેં વાતની વાતમાં એકાંકી વિષે પૂછ્યું ત્યારે એમની હરહમ્મેશની મસ્ત અદાથી એમણે કહેલું; “એક આખું નાટક લ્યો અને એના કકડા કરો. હરેક કકડો એ એકાંકી.” આમાં એકાંકીના મ્હારા પક્ષપાતની રમૂજ ઉપરાન્ત થોડુંક અભાન હતું એમ મ્હારે એમને કહેવું પડેલું. મિત્રો વચ્ચેની આવી વાતચીતને આમાં સ્થાન ન જ હોત, જો આ મનઃ-સ્થિતિ એ બહુધા વ્યાપક, ગૂજરાતમાં ફેલાએલી ન હોત. પણ કમનસીબે આ વલણ અહીં જોવામાં આવે છે, અને એટલે જ નાટક અને એકાંકી વચ્ચે સૂક્ષ્મ રેખાઓ દોરતી સીમા-મર્યાદાઓને નક્કી કરવાનું કામ જરૂરી બને છે.

નાટક [રૂઢ અર્થમાં] અને એકાંકીને પૃથક જણાવતી બાબતો આટલી ગણી શકાય:

(૧) વિસ્તાર.
(૨) નાટ્ય વસ્તુની ચોટ.
(૩) પાત્રાલેખન.
(૪) એકતાનો ખ્યાલ.
(૫) રસદર્શન.

વિસ્તાર

લાંબા નાટકના લેખક પાસે વિશાળ ક્ષેત્ર છે. અઢી કરતાં વધારે કલાકનો, એને કહેવાની વસ્તુને સમય મળે છે. આરંભ, પ્રવેશક, વસ્તુવિકાસ, વક્તવ્ય,

અન્ત્ય બિન્દુ ( crisis ) અવરોહ, પરાકોટી ( climax ) અને નિર્ણયઃ નાટકના ઘડતરના હરેક અંગ માટે લાંબો-પહોળો પટ એને સાંપડે છે. વેગમાં ધીરે ધીરે વધારો કરી પરાકોટી લગી પહોંચાડવાનો એને પૂરો અવકાશ છે. સમજાવટ ખાતર, સજાવટ ખાતર, શાન્તિપૂર્વક રંગ પૂરી શકે અને છતાંય પ્રેક્ષક કે વાચકને બોજો ન લાગે એવી એને સગવડ છે.

એકાંકીને આટલો સમય કે આટલી સગવડ નથી. એકાંકીના લેખકને નાટકના ઘડતરનાં બધાં જ અંગોને પૂર્ણ સ્વરૂપે પૃથક પૃથક વિકસાવી ઉપયોગમાં લેવાનું ક્ષેત્ર પણ નથી મળતું. ત્રીસ ચાલીસ મિનીટમાં એને એની વસ્તુને આદિથી અંત સુધી બહેલાવી લેવાની હોય છે. હરેક વસ્તુનો ઉકેલ એકાંકીમાં સરળ રીતે, થોડાક જ શબ્દોમાં, પ્રસંગની પૂરી વેધકતાથી, પ્રેક્ષક કે વાચકના મન પર પૂરી ચોટ મારે એવી તકેદારીથી કરવાનો રહે છે. એક પણ વધારાનો શબ્દ એકાંકીમાં અસહ્ય છે. આડવાતનું રૂઢ નાટકમાં જરૂરી લાગતું પ્રક્ષેપન એકાંકીમાં બોજારૂપ બને છે. એકાંકીનો પ્રાણ જ કંજુસની રીતે થએલી કરકસર છે. નાટક અને એકાંકીને પૃથક કરતી આ પ્રથમ વસ્તુ છે.

**નાટ્યવસ્તુની ચોટ**

રૂઢ નાટકમાં નાટ્યવસ્તુનો પટ વિસ્તૃત હોવાથી, અને નાટકને ટકાવી રાખવાના હેતુથી જ એને આડવાતોનો પાશ ચઢાવેલો હોવાથી, નાટ્યવસ્તુની ચોટ પણ વિસ્તૃત ક્ષેત્ર માગી લે છે. એનું નિશાન પણ એ જ પ્રમાણમાં પહોળું પથરાએલું હોય છે. એનો નાટ્યસંઘર્ષ ( dramatic conflict ) પણ મહાસેનાઓ સામસામી ખડી હોય એવો હોય છે. અને સેનાઓ સાથે જેમ આખી વણઝાર હોય છે તેમ આ સંઘર્ષના વેધ-બિંદુ આસપાસ પણ અંગત પ્રશ્નોનું, અંતર્ગત પ્રશ્નોનું, હિતસંબંધોનું ભરત ગૂંથાએલું હોય છે.

એકાંકીનો સંઘર્ષ આની સરખામણીમાં બે બળીઆ વચ્ચેના દ્વંદ્વ જેવો છે. આજુબાજુ પ્રેક્ષકો રૂપે બીજા દ્વંદ્વી, બીજા પ્રશ્નો ખડા છે, પણ તે પક્ષકારો તરીકે હોય છતાં પણ સંઘર્ષનો નિર્ણય એ પ્રતિસ્પર્ધીઓના દ્વંદ્વને જ સોંપાયો હોય છે. એકાંકીના પરિમિત ક્ષેત્રને જોતાં સંઘર્ષની સચોટતા અને નિશાનને પણ સર્જનના લેન્સેટ જેવું રૂપ લેવું પડે છે.

પાત્રાલેખન

તત્ત્વતઃ નાટક માત્રનું પાત્રાલેખન વાઙ્ગમયના અન્ય પાત્રાલેખન કરતાં, એની રજૂઆતમાં, એના વિકાસમાં, એના આઘાત પ્રત્યાઘાત વેઠવાની અને વ્યકત કરવાની રીતમાં, જુદું તરી આવે છે. છતાં નાટકના પાત્રાલેખન અને એકાંકીના પાત્રાલેખનમાં મૂલગત તફાવત છે. નાટકના પાત્રને પોતાના સ્વભાવ અને સંજોગોની વિવિધ દિશા બતાવવાની શકયતા સાંપડે છે. આઘાત પ્રત્યાઘાતને વ્યકત કરવાની તક એને મળી રહે છે. પોતે વેઠેલા પલ્ટાના આધારભૂત કારણો પ્રેક્ષક કે વાચકને સમજાવવાનો મોકો એને સુસાધ્ય છે. નાટકનું પાત્ર પ્રેક્ષકના પંચ આગળ પોતાને નિર્દોષ જાહેર કરવાની વકીલાત કરતું જણાય છે.

એકાંકીનું પાત્ર એકલક્ષી છે. સંઘર્ષને ધ્યાનમાં રાખીને જ એનું આચરણ નોંધાય છે. એના સ્વભાવની, સંઘર્ષ સાથે અસંબદ્ધ વાતને રજૂ કરવામાં એકાંકી પોતાની જાતને અન્યાય કરી બેસે છે. Singleness એકલક્ષીતા એ જ એકાંકીના પાત્રાલેખનનો મુખ્ય ગુણ છે, જ્યારે નાટકના પાત્રાલેખનને manysidedness બહુવિધતા કેળવ્યા વિના છૂટકો નથી.

આજ વસ્તુના લગભગ પરિણામ રૂપે આપણને બીજી વસ્તુ જોવાની મળે છે. નાટકનાં પાત્રો દુનિયાનાં માનવીઓ બને છે.

એમનાં ગુણ અવગુણ, હર્ષશોક, સહુ એમનાં ક્ષેત્રમાં પરિમિત રહે છે. એકાંકીમાં પાત્રાલેખનની એકલક્ષીતાને લીધે, પાત્રો દુનિયાનાં વાસી હોવા છતાં, પોતાના ક્ષેત્ર અને સમુહથી પર જઇ કોક વસ્તુનાં કોક ગુણનાં, કોક અભાવનાં એ પ્રતીક બને છે. (સરખામણી કરવાની હોય તો આમ કરી શકાય: નાટકનાં પાત્રો આખા શરીરના રોગ પર આંગળી ચીંધે છે. એકાંકીનાં પાત્રો શરીર પર થયેલા એક ફોલ્લાનું રૂપ લઇને, એની જ વાઢકાપ કરીને શરીરના રોગનું પ્રતીક રચે છે.) એકાંકીનું પાત્રાલેખન ઊંડાણપર ભાર મૂકે છે: નાટકનું પાત્રાલેખન વિસ્તાર પર.

**એકતાનો ખયાલ** નાટક અને એકાંકીના અલગ રૂપને પ્રતીતિકર રીતે બતાવનાર તો એકતાનો [unity] ખ્યાલ છે.

આજે પૂરાણા જમાનાનો ત્રિરૂપ એકતાનો ખ્યાલ મૃતપ્રાયઃ બન્યો છે. સ્થળ કાળનાં બંધન, જીવનની બીજી દિશાઓની જેમ જ—અને એટલે અંશે જ—નાટકે પણ ફેંકી દીધા છે. એટલે આજના નાટકમાં કાર્યની કાળમર્યાદા ચોવીસ કલાકની જ હોવી જોઇએ અને સ્થળાંતરને જરાકે ક્ષેત્ર ન હોવું જોઇએ, એવી ગ્રીક માન્યતા રહી જ નથી. જેમ જેમ તખ્તાએ વિજ્ઞાનનું વધુ અને વધુ શરણું શોધ્યું તેમ તેમ રજૂઆતની મર્યાદાને કાયદા કાનૂનનું સ્વરૂપ આપતા આવા ખ્યાલ નાટક અને નાટ્યકારોએ દૂરને દૂર ધકેલી દીધા છે.

એકતાના ખ્યાલના ઇતિહાસમાં, કે નાટકના ઘડતરમાં એણે આપેલા ફાળાનો ઇતિહાસ નોંધવામાં. જગા રોકવાની જરાકે જરૂર નથી; છતાં એક વસ્તુની નોંધ અહીં લેવાવી જોઇએ. સ્થળ કાળની એકતાની જડતા તો ગ્રીક નાટ્યકારોને પણ જણાઇ હતી અને તેથી જ શક્ય હોય તે પ્રસંગે એ મર્યાદાઓની બહાર જવા એમણે પ્રયત્ન કર્યા પણ છે. છતાં કાર્યની એકતાના સિદ્ધાન્તને ચૂસ્ત અને સંકુચિત

મનોવૃત્તિથીએ વળગી રહ્યા હતા. નાટકમાં મુખ્ય વસ્તુ (Plot) છે, એ ખ્યાલ ઉપર આખું ચણતર થતું. શેક્સપીઅર અને કાલ્ડેરોને આ ખ્યાલને બાજુએ મૂકી પાત્રાલેખનને પ્રધાન સ્થાન આપ્યું. આમ કરવામાં એમણે પુરાણા યુરોપીય નાટકની કરોડ રજ્જુ સમા કાર્યની એકતાના ખ્યાલનો અર્થ વિસ્તાર કર્યો. વિક્ટર હ્યુગોના, ક્રોમ્વેલની પ્રસ્તાવનામાં લખેલા શબ્દો અહીં યાદ રાખવા જેવા છે: "The classical drama shows only the elbows of action. Let the reformed drama exhibit the hand that strikes the blow & the victim who falls beneath it."

આ અર્થવિસ્તારમાં કાર્યની એકતાના પુરાણા અને જડ ખ્યાલ ભાંગીને ભૂક્કો થયા. જીવનની વધુ નજીક જવાના પ્રયત્નને વધુ સાકાર કરવા અને એમાં પ્રાણ પૂરવા નાટકમાં પૂરકવસ્તુ (Secondary plots) આવ્યા. આખ્યાયિકાઓ, પાત્રબાહુલ્ય: આટલાં ઉમેરાયાં. હ્યુગોની શિખામણ આધુનિક નાટકે સર્વાંશે સ્વીકારી. નાટક જીવનની નજીક આવી, આરસી ધરતું ઊભું રહ્યું.

પણ આ જ વસ્તુએ પાછો વિરોધ ઊભો કર્યો. વાસ્તવવાદ, વાસ્તવિકતા, વસ્તુસ્થિતિ, હકીકત: આ સહુનો એવો સંકર થયો કે નાટ્યતત્ત્વને આ નોકાની દરિયામાંથી તરી પાર ઉતરતાંય મુશ્કેલી નડવા લાગી. [એકાંકીને સંબંધ છે ત્યાં લગીની આ વિષયની ચર્ચા હવે પછી કરવાની છે એટલે અહીં એમાં ઉતરવું મુનાસબ નથી.] જો જૂના નાટકમાં વસ્તુનાં પ્રાધાન્યને લીધે પાત્રાલેખન વીસરાઈ જતું તો અહીં પાત્રાલેખનના મહત્ત્વમાં બીજું બધું જ ભૂલાઈ જવા લાગ્યું. અને ક્યાંક ક્યાંક તો જીવનની વિપુલતામાં, હકીકતના ચિત્રણમાં, વસ્તુસ્થિતિની રજુઆતમાં પાત્રાલેખન, વસ્તુ, નાટક, બધાં પાંગળાં બનવા લાગ્યાં.

એકાંકીનો કાર્યની એકતાનો ખ્યાલ, આજે નાટકમાં આવા અચલિત કાર્યની એકતાના ખ્યાલની વિરોધમાં ઊભો છે એમ કહેવામાં તથ્ય હોવા છતાં કેટલીક અત્યુકિત જણાવાનો સંભવ છે. એટલે અહીં એકાંકીનો કાર્યની એકતાનો ખ્યાલ શું હોઇ શકે તે જોવું જરૂરનું છે.

એકાંકીના ગુણ ગણાવતાં પર્સિવાલ વાઇલ્ડે લખેલું એક વાક્ય અહીં નોંધવા જેવું છે. "unity is its inspiration; unity is its aim;unity is its soul" એકતા એ એની પ્રેરણા છે, એકતા એની નેમ છે, એકતા એનો આત્મા છે. આનો અર્થ ઘટાવતાં થોડુંક પુનરાવર્તન થવાનો સંભવ છે, છતાં એકતાના પાયારૂપ ખ્યાલને કોઈ કેવળ સાદાઇનું બીજું રૂપ માની ન લે એ માટે એ આવશ્યક છે.

એકાંકીના પાત્રાલેખનની એકલક્ષીતા અને નાટયસંઘર્ષના એકમાર્ગીપણા વિષે આગળ કહ્યું જ છે. પાત્રની manysidedness બહુવિધ સ્વભાવદર્શનને એકાંકીમાં સ્થાન નથી. (જો કે આનો અર્થ પાત્રે એકાંકીમાં single track બનવાની જ જરૂર છે એમ નથી જ.) આ દૃષ્ટિએ નાટયસંઘર્ષની સાદાઈ અને વેધકતા પણ, વિશાળતા નહીં, ઊંડાણ પર ભાર મૂકે છે. આ બે કારણોને લીધે અને સાથે સાથે એકાંકીની મર્યાદાઓને લીધે એકતાને પણ વૈવિધ્યની એકતા બનવાનો શોખ પડતો મૂકી, સીધી સાદી આત્મરત એકતા બનવું પડે છે. પણ એકાંકીની ઉપલક નજરે એકવિધ લાગતી, એકતામાં ચોટનો અભાવ નથી. જે સ્થાને પહોંચવું છે, એ પંથનો ટૂંકામાં ટૂંકો રસ્તો એકાંકી પસંદ કરે છે. આનું ભયસ્થાન એ છે કે એકાંકી સાચા કરુણમાંથી કરુણાભાસમાં bathos માં લપસી પડે, નાટયતત્ત્વની સૂક્ષ્મતા જાળવવા જતાં, અતિરંજનના માર્ગે ઊતરી પડે. આ દુર્ગુણો પણ એકતાના એકાંકીના ખ્યાલના દ્યોતક છે.

Relief જેવી કોઇ વસ્તુની યોજના એકાંકીમાં અશક્ય છે. એ હોત તો આ દુર્ગુણો મોટે ભાગે ઢંકાઈ શકાયા હોત. એનો અભાવ, એકતાનું એકમાર્ગીપણું, અને વેધ—બિંદુની સૂક્ષ્મતા, નાટક અને એકાંકીને પૃથક્ કરતી મુખ્ય અને મહત્ત્વની વસ્તુઓ છે.

રસદર્શન

ઉપરના જ મુદ્દાઓમાં વસેલું છતાં અલગ નિરુપણ માગતું એક તત્ત્વ એ એકાંકી અને નાટકના રસદર્શન વિષયનું છે. નાટકને એની હસ્તી ખાતર પણ એક કરતાં વિશેષ રસ કેળવવા પડે છે, પ્રધાનતઃ એક રસ પર એનું ઘડતર થયું હોવા છતાં, બહુવિધના ખાતર, પાત્રાલેખનની અને ક્ષેત્રની વિશાળતાને ધ્યાનમાં લઇને નાટકને પ્રધાન રસ ઉપરાંત પણ બીજા રસોને પોતામાં સમાવા પડે છે.

આ વાત એકાંકીમાં લગભગ અશક્ય છે. એકાંકીનું કલેવર જ આવો રસ સમન્વય સાધવા જતાં, કે રસ પૂરવણી પામવાના પ્રયત્નમાં, શિથિલ અને બિનઅસરકારક બની જાય. એકાંકીમાં રહેલો નાટ્ય સંઘર્ષ પણ આથી વિરૂપ બને.

કોઇ સવાલ પૂછશે; નાટક અને એકાંકી વચ્ચેનો ભેદ દર્શાવવા આટલા લંબાણ પિંજણની જરૂર જ ક્યાં હતી? નાટક એક કરતાં વધુ અંક પ્રવેશમાં પથરાએલું છે અને એકાંકી એક અંક—એક દ્રશ્યમાં મર્યાદિત છેઃ એટલું જ કહેવું પૂરતું નહતું?

સવાલ સાચો છે. અને છતાં એ સવાલમાં અપ્રગટ રૂપે વસેલા, એકાંકી વિષેના એક પૂર્વગ્રહને લીધે એમાં થોડુંક બિન હકીકતપણું પણ આવી ગયું છે.

આજે એકાંકીની ભૌતિક મર્યાદા એક અંક—એક દ્રશ્યની નથી રહી. તખ્તાની પ્રયોગશીલતાએ—ચિત્રતંત્રની (cine technique)

ખીલતી જતી કલાએ, છાયા અને પ્રકાશની અનનુભુત સગવડે એ ભૌતિક મર્યાદાને નહીંવત્ કરી છે. એકાંકી આજે દૃશ્ય બાહુલ્યનો આસ્વાદ આપી શકે છે.

ટિલ ધ ડે આફ્ટર ડાય (કલીફોર્ડ ઓડેટસ) વેઇટિંગ ફોર લેફ્ટી (કલીફોર્ડ ઓડેટસ) બરી ધ ડેડ (ઈર્વિન શો) અને ટવેન્ટીએથ સેન્ચરી લલેબી (સેડ્રીક માઉન્ટ) આ સહુ આજે એકાંકીની મર્યાદામાંથી બહાર નીકળી લઘુનાટકની મર્યાદાઓ લગી પહોંચ્યા છે. છતાં ઘડતર, અને ચણતરની દૃષ્ટિએ એ સહુ એકાંકીના અપ્રતિમ નમૂનાઓ છે. વિસ્તારની નજરે કદાચ એ લઘુ-નાટકની નજીકમાં જ હશે છતાં એમાં પ્રદર્શિત થતો એકતાનો ખ્યાલ, પાત્રાલેખનની એકલક્ષીતા સાથે વ્યક્તિ મટી કશાના પ્રતીક બનવાની શક્તિ, નાટયસંઘર્ષની ચોટ: સહુ એમને 'એકાંકી જ' બનાવે છે. આજ કારણસર એકલા ભૌતિક વિસ્તારને કારણે કે રજૂઆતમાં લેવાય તે સમયના વિસ્તારને કારણે જ, નાટક અને એકાંકીમાં ફરક છે, એ ખ્યાલને દૂર કરવાના ઇરાદાથી જ આટલા વિસ્તારની જરૂર પડી છે,

નાટકના હરકોઈ પ્રકારનો હેતુ ભિન્નરુચિતંત્ર ધરાવનારાઓનું એક જ સમારાધન બનવા ઉપરાંત, એકાંકી અને જીવનને આરસી ધરી જવાનો છે. યાંત્રિક સંસ્કૃતિએ વાસ્તવવાદ જીવન સંઘર્ષને જેમ જેમ ઊંડેરો બનાવ્યો તેમ તેમ નાટકની કૃત્રિમતા અને જડતા દૂર થવા લાગ્યાં. સામાજિક અસમાનતા, અર્થ રચનાના અન્યાય, વિભિન્ન વ્યક્તિનું દ્વંદ્વ, નાટકના સળંગ રસ તરીકે, motif તરીકે, ઉપયોગમાં લેવાવા લાગ્યા. આનું કારણ તો એ હતું કે ધીરે ધીરે નાટક આલ્હાદ અને રંજનની છટકબારી કે ભૂલાવાનું માદક સાધન, મનાતું અટકી ગયું હતું. નાટકને પણ કશી સામાજિક કામગીરી છે એવું ભાન ધીરે ધીરે

નાટકના શોખીનો, ઉપાસકો અને સાથે જ પેટભરાઓને પણ લાગ્યું એટલે નાટકનું વહેણ જીવન તરફ વળ્યું. આજ લગી ઉવેખાએલી જ નહીં પણ નિઃશંક રીતે બોજા રૂપ મનાએલી વીગતો તખ્તે આવવા લાગી. રજૂઆતની સચ્ચાઇ, હકીકતનું ચિત્રણ એ જ જાણે નાટકનો પ્રધાન હેતુ બનતો ગયો. આ અતિરેકનું પરિણામ એ આવ્યું કે વાસ્તવવાદના નામે જ હકીકતના આત્માનું અને સાથે જ નાટ્યવસ્તુના ચૈતન્યનું ખૂન થવા લાગ્યું. જૂના બંધનો તોડી મુક્ત થએલું નાટક નવાં અને વધુ જડ બંધનોમાં જકડાવા લાગ્યું.

નવાં બંધનોમાં રજૂઆતની સચ્ચાઇ તો મોટામાં મોટા અંતરાયરૂપ બની. કાર્યવેગને શિથિલ બનાવવા ઉપરાન્ત એની બીજી અને વધુ દુઃખકર કુસેવા એ હતી કે સંઘર્ષને પામર વીગતોનો અંચળો ઓઢવો પડતો.

નવા નાટકકારોને આ વસ્તુ સાલે તે પહેલાં જ એકાંકીના લેખકોએ એ સ્થિતિનો ઉકેલ આણ્યો. તખ્તાને આવી મળેલી વિજ્ઞાનની મદદ અને પ્રેક્ષકોની ખેલદિલી એ બન્નેને ભરોસે એમણે વાસ્તવિકતા અને કલ્પના વચ્ચેની સાંકડી પટીને સર કરવા હિમ્મત બીડી. અનુભવે એમણે જોયું અને જાણ્યું હતું કે નાટકમાં નિર્ભેળ હકીકતની રજૂઆત પણ કલ્પનાના રંગનું ઓઢું શોધે છે. Dramatic heightening આરોહ કેવળ તાત્ત્વિક ચર્ચા નહીં પણ નાટકમાં ઉપયોગી વસ્તુ હતી. વાસ્તવવાદની એકરંગી ધૂનમાં જેને એકલું અને અટૂલું પાડી દેવામાં આવતું હતું તેને સાચી રીતે ઉપસાવવાની જરૂર હતી. ધ્યેય સિદ્ધિ આ માગી લેતી. વધુ વીગતનું આરોપણ આ કાર્ય ન કરી શકે. એ માટે તો હકીકતનો પૂરેપૂરો ડંખ જાળવીને ગૂંથેલી કલ્પનાની નકસીની જ જરૂર છે. કલ્પનાનો આ પાશ હકીકતને બિન હકીકત કે અસત્ય નથી બનાવતો. સાચી રીતે એની

અસર આ ભીતિ કરતાં જુદી જ છે. કલ્પના વાસ્તવિકતાને રંગધેરી કરી મૂકે છે.

માનવ ઊર્મિના આવિષ્કાર અને ઉચ્ચાર જેવી હરેક કલાએ આ સત્ય સ્વીકાર્યું છે. એકાંકીએ, એને સાંપડેલી અનેક તખ્તા-સગવડોને સહારે અને પ્રેક્ષકો–વાચકોની સહાનુભૂતિની પૂરી જાણથી એનો ઉપયોગ કર્યો છે એટલું જ એમાં સવિશેષ છે. અને એના આ પ્રયત્નોને પ્રેક્ષકોના બુદ્ધિપૂર્વકના સહકારે સફળ બનાવ્યા છે.

એકાંકીને રૂઢ નાટકથી વિભિન્ન બતાવતાં બળો અને કારણો જોયા બાદ પણ એકાંકીની કશી એકાંકીનું વિધાન વ્યાખ્યા વિશેષ આપતાં સંકોચ થાય છે. એકાંકીની પ્રયોગ દશા અને પ્રયોગપ્રિયતા એ સંકોચનાં સાચાં કારણો નથી. એકાંકી એ સાહિત્યનો એવો વિમુક્ત પ્રકાર છે કે જેને વિષે હામ ભીડીને મર્યાદાનાં બંધનો રચવામાં કે સીમાના મજલથંભ રોપવામાં ક્યારેક તો નરી નાદાની છે. હરેક એકાંકીને પોતાની જાત પૂરતા કાનૂનો હોય છે અને એ રીતે તો એ પોતે પોતાની જાતને જ જવાબદાર હોય છે. બીજા નાટકના પ્રમાણો, કે નાટ્યશાસ્ત્રના નિયમો, તખ્તાની રસમો કે પ્રેક્ષકોએ સ્વીકારેલી સીમાઓઃ આ સહુથી એકાંકી પર છે.

છતાં એકાંકીને પણ એનું સંપૂર્ણ સ્વતંત્ર નહીં તો સવિશેષ ગુણો ધરાવતું વિધાન છે, એની ના નહીં પાડી શકાય. વિધાન એ સાચી રીતે તો લેખકે હાથ ધરેલી વસ્તુને પોતાના કાળ સાથે ઘટાવવાની આવડત છે. ધારી મકસદે પહોંચવાનું સાધન એ તંત્ર–વિધાન. પ્રેક્ષકના મનમાં રૂઢ થઈ ગએલી નાટ્યરીતિઓનો લાભ લેવાની વૃત્તિ સાથે નાટકકાર પોતાની વસ્તુની અસરકારક રજૂઆત માટે કાંક નવો તુક્કો અજમાવે એમ બને. દા. ત. ગ્રીક તખ્તા પર એક અણલખી સમજુતી હતી કે બહારગામથી આવતું પાત્ર જમણી બાજુએથી

દાખલ થાય અને ગામમાંથી જ આવતું પાત્ર ડાબી બાજુથી દાખલ થાય. નાટકકારને જ્યારે સંકટ સમયે સફળ ખેંચવા કોઈ દેવાંશીની જરૂર પડી ત્યારે એણે એ દેવાંશીના પાત્રને આકાશમાંથી તખ્તા પર ઊતારવાની તરકીબ યોજી. ( deus ex machina ) પ્રેક્ષકોએ 'માની લીધું'ની વૃત્તિનો વધુ પરિચય આપી એ રસમ સ્વીકારી, અને એ રૂઢ બની. તરકીબની નવીનતા ઓસરી જતાં, એના વિશેષ ઉપયોગની ખાત્રી થતાં, એ રૂઢ રસમો બને છે. નાટકકાર હરહમ્મેશ અસરકારક રસમનો પોતાના ધ્યેયે પહોંચવા ઉપયોગ કરે છે. આમ તંત્રમાં ઘણું રૂઢ થએલું હોય છે ત્યારે કેટલુંક પહેલી જ વાર નજરે ચઢે છે. પ્રેક્ષકની સતર્ક સહાનુભૂતિ મેળવી એ પણ ચલણી બની શકે છે. એટલે જ તંત્રની સફળતા–નિષ્ફળતાનો આધાર પ્રેક્ષકની બુદ્ધિયુક્ત હમદર્દી ઉપર જ છે. એ પામવા માટે નાટકકારે સાદાઇ–જેને સામાન્યતા અને અર્થહીનતા સાથે કશા જ લેવા દેવા નથી–સાધવી પડશે. પ્રેક્ષકની બુદ્ધિ પર આક્રમણ કરીને કોઈ નાટકકાર સફળ નીવડવાની આશા નહીં રાખી શકે. સાદી સમજમાં ઊતરે એવા સંઘર્ષ સિવાય, પ્રેક્ષકની ઉત્કંઠાને સતત જાગ્રત રાખ્યા સિવાય, પ્રેક્ષકને પ્રતીતિકર ન બની શકે એવી વસ્તુઓનો નાટકમાં સમાસ કરીને, નાટકને જનતા આગળ રમતું મૂકી નહીં શકાય. ચોખવટ, સ્વચ્છતા, નિર્મળતા, રજૂઆતના જ નહીં તંત્રના પણ મહા ગુણો છે. જોયું એ માનવાનો આલમભરના પ્રેક્ષકનો સ્વભાવ છે. નાટક એ એની ઝીણામાં ઝીણી વસ્તુથી માંડીને મહાનમાં મહાન શિખર લગી એક મોટું 'માની લેવાનું' makebelieveનું, સમૂહ માનસના આવિષ્કારનું ઉદાહરણ છે. સમૂહના માનસિક પ્રત્યાઘાતોની નાડ પર આંગળી મૂકીને જ નાટકકારે કામ લેવાનું હોય છે: શાન્ત અને સૌમ્ય જણાતા પ્રેક્ષકો પણ કેવો પ્રાણોદ્રેક અનુભવે છે એ તો બધાએ નજરે જોએલી વળી હશે. આ સહુને લક્ષમાં રાખીને નાટક–

વેલા પ્રયોગો પ્રમાણે પ્રેક્ષક પ્રેક્ષક મટી નટ બને એ હદ લગી નાટયવેગ પહોંચે છે. છાયા પ્રકાશની યોજનાના પ્રયોગો, રંગમંચ અને પ્રેક્ષક ગૃહ વચ્ચેના ભેદનો સદંતર નાશ, આજ લગી આવશ્યક મનાએલા નટને સવિશેષ બનાવવાના સાધનોનો બહિષ્કાર: સહુ પ્રેક્ષક અને નટને નાટકના તારમાં પરોવે છે.

એકાંકીના આ બે મહાન ગુણ: એની પ્રયોગશીલતા અને લોકશાસન ઉપરાન્ત સામાજિક પ્રચારના માધ્યમ બનવાની એકાંકીને મળેલી અસાધારણ સગવડ; આ સહુ એકાંકીને ભવિષ્યમાં પ્રજાની વધુ અને વધુ નિકટ લાવશે, એમાં જરાકે શંકા ન હોવી જોઇએ.

*

સહુથી વધુ મૂંઝવનારો પ્રશ્ન તો બીજો છે. આ પ્રયોગને માટે રૂઢ થયેલાં નામો પ્રકારની પરખ કરાવવા અનુચિત લાગે છે. 'નાટિકા'માં વિશિષ્ટ નાટયપ્રકારની ફોરમ છે પણ એ સાથે જ એનાં મર્યાદા બંધનો ઘણાં છે. આપણા નવીન પ્રકારની તાઝગી, ખૂમારી અને પ્રયોગશીલાતા સાથે જ કશી ય મર્યાદાનો અસ્વીકાર, 'નાટિકા'ના સ્વીકારની વિરૂદ્ધ જાય છે. અંગ્રેજીમાં આ અગાઉ રૂઢ બનેલા short play જેવા લઘુનાટક, નાટકને જે રીતે આપણે સમજીએ છીએ તેની સાથે આ પ્રયોગને સાંકળી દે છે. 'એકાંકી'નો અર્થ વિસ્તાર: એક પ્રવેશ, એક પ્રસંગ, એક પ્રયોગમાં પરિમિત થતો જણાય છે. આજનું અત્યાર લગી એકાંકી કહેવાતું નાટક આ મર્યાદાઓને ક્યારનું ય વટાવી ગયું છે. અનેક પ્રવેશો [ચિત્રો કે દૃશ્ય] અનેક પ્રસંગો, અને ઘણેરા પ્રયોગોની યોજના પણ એને સદી ગઈ છે [ક્લીફોર્ડ ઓડેટસનાં Waiting for Lefty અને Till the Day I die તથા ઇરવીન શોનું Bury the Dead જેવાં દૃશ્ય સંમૂહને અપનાવતાં નાટકો આનાં

ઉદાહરણરૂપે મૂકી શકાય.] સંસ્કૃત નાટકનાં 'વ્યાયોગ' કે 'ઉત્સૃષ્ટિકાંક' નાં કેટલાંક તત્ત્વો નવ પ્રયોગમાં ભળી શકે એવાં છે છતાં સમગ્ર રીતે જોતાં એમની મર્યાદાઓ નૂતન પ્રકારને ઘણી રીતે અસ્વીકાર્ય છે. ત્યારે સવાલ એ થાય છે કે આમાંથી કયો શબ્દ પસંદ કરવો ? આ બધા જ ન ગમતા બને તો કયો નવો શબ્દ યોજવો ?

અંગ્રેજીમાં પણ આવી જ મુશ્કેલી અનુભવાઇ જણાય છે, પણ ત્યાં તો One-Act, One-Acter, short play એ શબ્દોમાંથી સંતોષ લેવાયો જણાય છે. આપણે ત્યાં કદાચ એ જ રીતે 'એકાંકી' શબ્દનો અર્થ વિસ્તાર કરી અપનાવવો એ વધુ ઠીક થઈ પડશે.

આ લખાયા બાદ એક શબ્દ મળ્યો છે. અને એનું શ્રેય શ્રી રસિકલાલ પરિખને છે. one act નો પૂરો ખ્યાલ આપી શકે એવો શબ્દ શોધતાં એમણે 'વેશ'ને આગળ ધર્યો. 'વેશ' ભવાઇમાં રૂઢ થયેલો શબ્દ છે. દા.ત. જુઠણનો વેશ. Episode કે પ્રકરણ કરતાં એમાં વિશેષતા એ છે કે એક આખા આત્મપર્યાપ્ત પ્રયોગને એ લાગુ પડે છે, સંસ્કૃતલઘુનાટકના પ્રકારોના બંધનો એને જરાકે અસર નથી કરતાં. અને એની એથીએ વધુ આકર્ષક વાત તો એ છે કે એ પૂરો ગૂજરાતી શબ્દ છે અને તે પણ અત્યાર લગી રૂઢ હતો તેવો.